

सर्वोत्कृष्ट लक्ष्यप्रति अखंड आभिमुखता
ए मनुष्यने महेश्वर करे छे.





सर्वोत्कृष्ट लक्ष्यप्रति अखंड अभिमुखता
ए मनुष्यने महेश्वर करे छे.



श्री विश्ववंद्यार्पितपुष्पमालिका.

प्रथम माला.

# दिव्यमूर्ति.

२-००

मूल्य १-०-०.

व्यवस्थापक

श्री श्रेयस्साधक अधिकारि वर्ग

श्री वि. ध. सभा. सं. [illegible]

પ્રથમ આવૃત્તિ.
પ્રત ૫૦૦૦.



રચનાર
શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્.

—પ્રસિદ્ધ કરનાર—
શ્રી વિશ્વવંધસ્મારક પ્રવૃત્તિના
પ્રવર્તકોતરફથી
જેકીસનદાસ જે. કણીઆ.
વડોદરા.







સંવત ૧૯૬૮ ઈ. સ. ૧૯૧૨



"શ્રી સત્યવિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં
શા. સાંકળચંદ હરિલાલે મુદ્રિત કર્યું.
અમદાવાદ.





" શાનું તું ચિંતન કરે, પૂછું તને હું વીર,
ક્યાં જે તુજ ચિંતન રચે, તુજ સૃષ્ટિનું શરીર."

—श्री विश्ववंद्य.





# प्रणिपात.

શ્રી ઈશતત્વ નિજ જીવનમાહિ પ્રેરી,
કીધી ચમત્કૃતિ અનેક પ્રભુત્વકેરી;
કીધા નિજશ્રિતપ્રતિ અતિ ઉપકારો,
તે વિશ્વવંદ્ય! પ્રણિપાત ઉરે સ્વીકારો
હૈયું ભરાય સ્મરતાં કરુણા તમારી,
ક્યાં તે કૃપા મહતી ને કૃતિ ક્યા અમારી:
સામર્થ્ય છે ન ધરવા કંઈ ઉપહારો,
શ્રી વિશ્વવંદ્ય! પ્રણિપાત ઉરે સ્વીકારો.

उपकृत श्रेयस्साधकों.

The "Lakshmi Art"—Bombay

# चरणनिवेदन.

પરમ તત્ત્વસ્વરૂપ, ઇષ્ટપ્રતિચ્છાય, સદ્ગુરુસંકેતપ્રતીક
પરમપ્રિય શ્રીમાન્ વિશ્વવંદ્ય !

પ્રિય ઉદ્યાનસર્જક ! આપના ઉદ્યાનનું આ પુષ્પ પ્રથમ આપના કરકમલવડે પુનિતભાવને પ્રાપ્ત થાઓ અને પશ્ચાત્ આપના પ્રેમામૃતભાવભરિત થઇ તે પોતાના જીવનમય પરિમલને સર્વત્ર પ્રસારો.

આપના ઐશ્વર્યસામર્થ્યને નિહાળતાં વૃત્તિ સ્તબ્ધ થાય છે ! અનંત સામર્થ્ય છતાં જીવદૃષ્ટિને સામાન્ય સામર્થ્યયુક્ત પ્રતીતિ કરાવનાર આપની અલૌકિકતા જે કાલે વૃત્તિ નિહાળે છે તે કાલે તે સહસા મુગ્ધભાવને પ્રાપ્ત થાય છે. અને એ જ સામર્થ્યસિદ્ધિની પરાકાષ્ઠા છે. છિલ્લર ભાવથી પરિવાહિત થવું એ નદીનું લક્ષણ છે, અને તે જ તેના અનવધિસામર્થ્યાભાવનું નિદર્શન છે. મહાસિંધુનું અમાપત્વ તેની નિગૂઢતામાં જ છે.

દુર્મતિ જીવોથી અનેક પ્રહારને પ્રાપ્ત થવા છતાં પણ જે સદા સર્વદા અવિભાજ્ય રહ્યું છે એવું

આપનું જીવનમય ગુરુસ્વરૂપ ઉપાસકોના હૃદયમાં આજે પણ તે જ જીવન અર્પી રહ્યું છે, અને તે જ જીવનનો ઉપભોગ અદ્યાપિ તથા અંતઃપર જીવનમય રાખશે એ નિઃસંશય છે.

આપની અનુભૂત તથા અનુભૂયમાન માહાત્મ્યચમત્કૃતિનું જે કાલે અંતઃકરણ નિદર્શન કરે છે તે કાલે વિશ્વચમત્કૃતિના માહાત્મ્યને પણ તે ક્ષુદ્રવત્ અનુભવે છે. આપના અનંતગુણગણાસ્પદ ઉપાધિનો જે સદ્ભાગી જનોને અનુભવ થયો છે તેઓ તેટલામાત્રથી પોતાની કૃતકૃત્યતાની સિદ્ધિને જુએ છે.

આપની સાહજિક ક્ષમતા, આત્મભાવમય પ્રેમ, ઉન્નત ધ્યેયાવલંબન, અવિરલશ્રેયોયત્ન, પ્રાણિમાત્રની પરમ અભ્યુદયેચ્છા તથા તદર્થે સ્વપ્રયત્ન અને તન્નિમિત્ત પોતાના શરીરાદિ સર્વસ્વનો નિઃસ્વાર્થ ભોગ, અન્યની ઇચ્છા સિદ્ધિમાં પોતાની ઇચ્છાની સર્વાંશે આહુતિ એ આદિ દૈવીવિલક્ષણીય સદ્ગુણોને આપશ્રીમાં સ્વભાવસિદ્ધરૂપે અનુભવનાર સકલ શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ, આપના અમાનુષ સ્વરૂપને જોતા ભૂત તથા વર્તમાન ઉભય કાલમાં આપપ્રતિ આનંદાવેગપૂર્વક મોહિત થઇ રહ્યો છે.

અધિક શું ? અનંતસરખી વાણી પણ આપના ઐશ્વર્યમહિમાનું કવન કરવામાં અપૂર્ણ પ્રતીત થતી હોવાથી હૃદયભાવમાત્ર પ્રાર્થે છે કે આ પુષ્પને સ્વીકારો, તેનાપ્રતિ અમૃતદૃષ્ટિ પ્રસારો.

પુષ્પ પોતાના પ્રાણદાતાપ્રતિ ગમન કરવા કેટલું લાલસ છે તે, એ પુષ્પ કેવી રીતે કથન કરે? પરંતુ તે ભાવને જાણનાર ઉદ્યાનસર્જકતેની નિકટ જઇ તેને પોતાના હસ્તવડે જ્યારે ગ્રહણ કરે છે ત્યારે તે પુષ્પ પોતાની ઉત્પત્તિની પૂર્ણ સાર્થકતા માને છે. ઉદ્યાનસર્જક તેને દેવોત્તમાંગે સ્થાપો, નૃપતિકરે અર્પો કે તેનો ઉચ્છેદ કરો, એની પુષ્પને લેશ પણ સ્પૃહા નથી. પોતાના સર્જકની ચરણધૂલિમાં નિર્દલન થવું એ જ માત્ર તેનો તો પરમ અભીપ્સિત વિષય છે. લિ.

આગ્રહણાભિલાષી

ગ્રંથપુષ્પ.

# आ ग्रंथनो हेतु.

રવિવાર ( તા. ૧૫–૭–૧૯૧૨ ) ના દિવસે કેટલાક ઉત્સાહી શ્રેયસ્સાધક બંધુઓના પરસ્પરના વાર્તાપ્રસંગમાં શ્રી વિશ્વવંદ્યની પુણ્યસ્મરણનિમિત્તની શ્રેયસ્કરી સ્મારક પ્રવૃત્તિસંબંધી વાર્તા નીકળી, અને તે પ્રવૃત્તિનો શીઘ્ર આરંભ થાય તો સારૂં એ પ્રકારની સર્વની ઇચ્છા થઈ. તે સંબંધી વિચાર કરતાં સર્વ એવા નિર્ણયઉપર આવ્યા કે કોઇ એક નાનું પુસ્તક લખાય અને તેનો જો સારી રીતે પ્રચાર કરવામાં આવે તો તે વડે એ શ્રેયસ્કરી પ્રવૃત્તિનો આરંભ થઈ શકે. અને આ પુસ્તક પણ જો કોઇ વાર્તાના રૂપમાં લખાય તો વાચકને તે અધિક રુચિકર થઈ પડવાથી તેનો વિશેષ પ્રચાર થઇ શકે. અને તે પણ જો આષાઢી પૂર્ણિમાના મહોત્સવપ્રસંગે તૈયાર થઇને ગ્રંથરૂપે પ્રસિદ્ધ થાય તો સારૂં.

આ ઇચ્છાનુસાર બીજા દિવસથી અર્થાત્ સોમવારથી લખવાનો આરંભ કરી સાત દિવસમાં આ ગ્રંથ પૂર્ણ કરી દેવામાં આવ્યો, અને આષાઢી પૂર્ણિમાએ તેની પ્રસિદ્ધિનો યોગ જોઇ અધિક સંતોષ થાય છે.

વાચકોને જણાશે કે તે એક રસિક વાર્તાના રૂપમાં

લખાયો છે, અને તેથી તેમને તે રુચિકર થઇ પડશે એવી પૂર્ણ આશા છે. આ ગ્રંથનું જે કંઈ ઉત્પન્ન થશે તે સઘળું શ્રી વિશ્વવંદ્યસ્મારકપ્રવૃત્તિમાં 'ઉપકારોપહાર'રૂપે નિવેદન કરવામાં આવશે.

શ્રી વિશ્વવંદ્યસ્મારકપ્રવૃત્તિમાં કેવલ આ પુસ્તક જ ઉપહારરૂપે સમર્પિત કરવામાં આવ્યું છે, એમ નથી. આ તો માત્ર તેની એક જ શાખાના અંગમાં સમર્પિત થયું છે. શ્રીમાન્ વિશ્વવંદ્યના અનંત ઉપકારોનો ઉપભોગ કરનાર અનેક શ્રેયસ્સાધકો તથા ઇતર સજ્જનોદ્વારા પણ યથાશક્તિ ઉપહાર અર્પણ થનાર છે. કોઇ કોઇ શ્રેયસ્સાધક બંધુઓએ ઉક્ત સ્મારકની વિવિધ શાખાઓમાંથી એક એક સ્વતંત્ર શાખાને પ્રકટાવવાપૂરતો ઉપહાર અર્પવા ઇચ્છા દર્શાવી છે. અને તે તે શાખાઓને જેમ જેમ પ્રસિદ્ધ કરવામાં આવશે, તેમ તેમ તે કેવી રીતે તથા કોના વડે પ્રસિદ્ધિમાં મૂકાઇ છે એ આદિ વૃત્તાંત પ્રકટ થશે.

જેમને શ્રીમાન્ વિશ્વવંદ્યના કાંઇ પણ ઉપકારનો અનુભવ હોય તેવો સમગ્ર વર્ગ આ ગ્રંથનો સર્વત્ર અધિક વિસ્તાર કરવા હૃદયપૂર્વક પ્રયત્નશીલ રહેશે એવી આશા રાખવામાં આવે છે.

**श्रीविश्ववंद्यस्मारकप्रवृत्तिना प्रवर्तको.**



॥ ॐ श्रीं ॥

## प्रसिद्धिकर्तृकृतमङ्गलम्.

જેની કૃપા હૃદયના મલમાત્ર ટાળે,
જેની કૃપા સુગુણથી ઉરને ઉજાળે;
જે જ્ઞાનભાનુતણું તેજ દીયે અનુપ,
વિશ્વે વિરાજિત ઉપેન્દ્ર નૃસિંહરૂપ.
નિત્યે રહસ્યનું પ્રકાશન જે કરે છે,
વાત્સલ્યભાવ નિજ શિષ્યવિષે ધરે છે;
જેનાથી સાધક ભવાબ્ધિ સદા તરે છે,
તે શ્રી ઉપેન્દ્રગુરુ સાધકના શિરે છે.
ઇષ્ટાર્થ સિદ્ધ કરતા નિજ આશ્રિતોના,
દુઃખો વિદારણ કરે નિજ પાલિતોનાં;
શોભે વરિષ્ઠસ્વરૂપે ગુરુમાંહિ આજે,
તે શ્રીઉપેન્દ્ર પ્રભુ સાધકશીર્ષ ગાજે.
નિત્યે અખંડ જય છે જગમાં અમારો,
હાં જે સદા વરદહસ્ત શિરે તમારો;
સાચો અનુભવ સ્વરૂપતણો જ દીજે,
ત્રાતા ઉપેન્દ્ર ! નરસિંહસ્વરૂપ કીજે.

श्रेयस्साधकअधिकारिवर्ग.

મનુષ્યમાં રહેલાં નિગૂઢ સામર્થ્યનો આત્મચિંતનવડે
જ આવિષ્કાર થાય છે.

# પ્રસ્તાવના.

વિશ્વમાં સમર્થ શિક્ષકરૂપે જો કોઇની પણ ગણના કરી શકાય એમ હોય તો તે ઉત્કૃષ્ટ ચારિત્ર્ય છે. જેની દૃષ્ટિમાં ઉત્કૃષ્ટ ચારિત્ર્યનું ચિત્ર તરી રહ્યું છે, અને જેના હૃદયમાં ઉત્કૃષ્ટ ચારિત્ર્યની ઉંડી છાપ મુદ્રિત થઇ છે, તે મનુષ્ય ગમે તેવી સ્થિતિમાં હોય તો પણ તે પોતાની ઉન્નતિને સિદ્ધ કરે છે.

મનુષ્યને રત્નોનો ભંડાર આપવાની શી જરૂર છે? મનુષ્યને દિવ્ય મહાલયો આપવાની શી જરૂર છે? મનુષ્યને પડ્રસ ભોજનો આપવાની શી જરૂર છે? શું એ સહજમાં વિનાશ પામે એમ નથી? અને વિનાશ પામ્યા પછી તે મનુષ્ય તેના વિના શું દુઃખી થાય તેમ નથી? જ્યારે તેમ જ થાય એમ છે તો પછી મનુષ્યોને એવું કંઇ શા માટે ન આપવું કે જેથી તે ધારે તેટલું જ્ઞાન, ધારે તેટલું ઐશ્વર્ય, ધારે તેટલું

બલ, ધારે તેટલી ઉન્નતિ અને ધારે તેટલું સર્વ પ્રકારનું સુખ ઉપજાવી શકે ?

તે મનુષ્યે દુઃખની, કલેશની, અવનતિની, ન્યૂનતાની, અજ્ઞાનની, હાનિની કે અસામર્થ્યની બૂમો પાડવાની કાંઇ જ જરૂર રહેતી નથી કે જેની દૃષ્ટિમાં ઉત્તમ ચારિત્ર્ય અખંડ રમતું હોય છે. જેને ઉત્તમ ચારિત્ર્યરૂપ જ્યોતિ પ્રાપ્ત છે, તે મનુષ્ય એ જ્યોતિવડે જે જે પ્રદેશમાં પોતાની દૃષ્ટિને ફેંકે છે ત્યાં સૂક્ષ્મ સૂક્ષ્મ સ્વરૂપને પણ સમજી શકે છે. તેની દૃષ્ટિ ઊર્ધ્વગામિની થાય છે, અને જ્યાં જે કંઇ સર્વોત્કૃષ્ટ છે તેને તત્કાલ ગ્રહણ કરી લે છે.

મનુષ્યને ઉત્કૃષ્ટ ચારિત્ર્ય આપો અને પછી તેને બીજા કશાની અપેક્ષા નહિ રહે. તેની ઉન્નતિનો વેગ અત્યંત તીવ્ર થવાનો. કેમકે તેની પાસે તે માર્ગે જવાની કલ પ્રાપ્ત છે. કોઇના પણ ઉત્કૃષ્ટ ચારિત્ર્યનું સ્વરૂપ જ્યારે મનુષ્યને પ્રાપ્ત થાય છે ત્યારે તેના અંતઃકરણને કોઇ વિલક્ષણ ધૈર્યબલ પ્રતીત થાય છે.

કોઇના ઉત્કૃષ્ટ ચારિત્ર્યનું મનુષ્યને નિદર્શન થતાં તેને પોતાના વિકાસક્રમની, સામર્થ્યની તથા પ્રયત્નની વિશાલતા પ્રતીત થાય છે. અને મનુષ્યની ઉન્નતિમાં આ એક જ મુખ્ય

વસ્તુ છે કે જે તેને અત્યંત ઉપકારક છે. મનુષ્યને જ્યારે પોતાની મર્યાદિતતા અધિક પ્રમાણમાં જણાય છે, ત્યારે તેનું અંતઃકરણ અત્યંત સંકુચિત થાય છે, અને તેમ થતાં તેની ઉન્નતિ કરનારા જે હેતુઓ તેની દષ્ટિથી દૂર થતા જાય છે. અને તેને પરિણામે તે દુઃખી અથવા અવનત દશાને પ્રાપ્ત રહે છે.

ઉત્કૃષ્ટ ચારિત્ર્યનું નિદર્શન થતાં મનુષ્યને પ્રથમ તેના સામર્થ્યનું ક્ષેત્ર વિશાલ છે એ સમજાય છે અને તેથી તેને કોઈ પ્રતિકૂલતા પ્રાપ્ત થતાં તે દુર્બલ થઇ જતો નથી, કેમકે તેને પ્રતિકૂલતાની નિવૃત્તિ કરવાનાં અનેક સાધનો જડી આવે છે. એક નહિ તો બીજું, બીજું નહિ તો ત્રીજું એમ વિવિધ સાધનો પ્રાપ્ત હોવાથી તે હિંમત હારતો નથી, તે જાણે છે કે મારા જ સરખા પુરુષે પૂર્વે આવી પ્રતિકૂલતા-ઉપર જય પ્રાપ્ત કર્યો છે, અને તેથી મને પણ તે અશક્ય-સરખું નથી.

ઉત્કૃષ્ટ ચારિત્ર્ય રચાવું એટલે શું ? મનુષ્યમાં આત્માનો આવિષ્કાર થવો. આત્માનાં નિગૂઢ સામર્થ્યોનું પ્રત્યક્ષીકરણ થવું. આમ હોવાથી જેનામાં આત્માના ઐશ્વર્યનું પ્રત્યક્ષીકરણ થયું છે એવું ચારિત્ર્ય, જે મનુષ્યમાં એ જ પ્રકારનો આત્મા રહેલો છે, તેને અધિક હિતકર તથા બોધક

વસ્તુ છે કે જે તેને અત્યંત ઉપકારક છે. મનુષ્યને જ્યારે પોતાની મર્યાદિતતા અધિક પ્રમાણમાં જણાય છે, ત્યારે તેનું અંતઃકરણ અત્યંત સંકુચિત થાય છે, અને તેમ થતાં તેની ઉન્નતિ કરનારા જે હેતુઓ તેની દૃષ્ટિથી દૂર થતા જાય છે. અને તેને પરિણામે તે દુઃખી અથવા અવનત દશાને પ્રાપ્ત રહે છે.

ઉત્કૃષ્ટ ચારિત્ર્યનું નિદર્શન થતાં મનુષ્યને પ્રથમ તેના સામર્થ્યનું ક્ષેત્ર વિશાલ છે એ સમજાય છે અને તેથી તેને કોઈ પ્રતિકૂલતા પ્રાપ્ત થતાં તે દુર્બલ થઇ જતો નથી, કેમકે તેને પ્રતિકૂલતાની નિવૃત્તિ કરવાનાં અનેક સાધનો જડી આવે છે. એક નહિ તો બીજું, બીજું નહિ તો ત્રીજું એમ વિવિધ સાધનો પ્રાપ્ત હોવાથી તે હિંમત હારતો નથી, તે જાણે છે કે મારા જ સરખા પુરુષે પૂર્વે આવી પ્રતિકૂલતા-ઉપર જય પ્રાપ્ત કર્યો છે, અને તેથી મને પણ તે અશક્ય-સરખું નથી.

ઉત્કૃષ્ટ ચારિત્ર્ય રચાવું એટલે શું ? મનુષ્યમાં આત્માનો આવિષ્કાર થવો. આત્માનાં નિગૂઢ સામર્થ્યોનું પ્રત્યક્ષીકરણ થવું. આમ હોવાથી જેનામાં આત્માના ઐશ્વર્યનું પ્રત્યક્ષીકરણ થયું છે એવું ચારિત્ર્ય, જે મનુષ્યમાં એ જ પ્રકારનો આત્મા રહેલો છે, તેને અધિક હિતકર તથા બોધક

બલ, ધારે તેટલી ઉન્નતિ અને ધારે તેટલું સર્વ પ્રકારનું સુખ ઉપજાવી શકે ?

તે મનુષ્યે દુઃખની, કલેશની, અવનતિની, ન્યૂનતાની, અજ્ઞાનની, હાનિની કે અસામર્થ્યની બૂમો પાડવાની કાંઇ જ જરૂર રહેતી નથી કે જેની દૃષ્ટિમાં ઉત્તમ ચારિત્ર્ય અખંડ રમતું હોય છે. જેને ઉત્તમ ચારિત્ર્યરૂપ જ્યોતિ પ્રાપ્ત છે, તે મનુષ્ય એ જ્યોતિવડે જે જે પ્રદેશમાં પોતાની દૃષ્ટિને ફેંકે છે ત્યાં સૂક્ષ્મ સૂક્ષ્મ સ્વરૂપને પણ સમજી શકે છે. તેની દૃષ્ટિ ઊર્ધ્વગામિની થાય છે, અને જ્યાં જે કંઇ સર્વોત્કૃષ્ટ છે તેને તત્કાલ ગ્રહણ કરી લે છે.

મનુષ્યને ઉત્કૃષ્ટ ચારિત્ર્ય આપો અને પછી તેને બીજા કશાની અપેક્ષા નહિ રહે. તેની ઉન્નતિનો વેગ અત્યંત તીવ્ર થવાનો. કેમકે તેની પાસે તે માર્ગે જવાની કલ પ્રાપ્ત છે. કોઇના પણ ઉત્કૃષ્ટ ચારિત્ર્યનું સ્વરૂપ જ્યારે મનુષ્યને પ્રાપ્ત થાય છે ત્યારે તેના અંતઃકરણને કોઇ વિલક્ષણ ધૈર્યબલ પ્રતીત થાય છે.

કોઇના ઉત્કૃષ્ટ ચારિત્ર્યનું મનુષ્યને નિદર્શન થતાં તેને પોતાના વિકાસક્રમની, સામર્થ્યની તથા પ્રયત્નની વિશાલતા પ્રતીત થાય છે. અને મનુષ્યની ઉન્નતિમાં આ એક જ મુખ્ય

વસ્તુ છે કે જે તેને અત્યંત ઉપકારક છે. મનુષ્યને જ્યારે પોતાની મર્યાદિતતા અધિક પ્રમાણમાં જણાય છે, ત્યારે તેનું અંતઃકરણ અત્યંત સંકુચિત થાય છે, અને તેમ થતાં તેની ઉન્નતિ કરનારા જે હેતુઓ તેની દૃષ્ટિથી દૂર થતા જાય છે. અને તેને પરિણામે તે દુઃખી અથવા અવનત દશાને પ્રાપ્ત રહે છે.

ઉત્કૃષ્ટ ચારિત્ર્યનું નિદર્શન થતાં મનુષ્યને પ્રથમ તેના સામર્થ્યનું ક્ષેત્ર વિશાલ છે એ સમજાય છે અને તેથી તેને કોઈ પ્રતિકૂલતા પ્રાપ્ત થતાં તે દુર્બલ થઇ જતો નથી, કેમકે તેને પ્રતિકૂલતાની નિવૃત્તિ કરવાનાં અનેક સાધનો જડી આવે છે. એક નહિ તો બીજું, બીજું નહિ તો ત્રીજું એમ વિવિધ સાધનો પ્રાપ્ત હોવાથી તે હિમત હારતો નથી, તે જાણે છે કે મારા જ સરખા પુરુષે પૂર્વે આવી પ્રતિકૂલતા-ઉપર જય પ્રાપ્ત કર્યો છે, અને તેથી મને પણ તે અશક્ય-સરખું નથી.

ઉત્કૃષ્ટ ચારિત્ર્ય રચાવું એટલે શું? મનુષ્યમાં આત્મા નો આવિષ્કાર થવો. આત્માનાં નિગૂઢ સામર્થ્યોનું પ્રત્યક્ષીકરણ થવું. આમ હોવાથી જેનામાં આત્માના ઐશ્વર્યનું પ્રત્યક્ષીકરણ થયું છે એવું ચારિત્ર્ય, જે મનુષ્યમાં એ જ પ્રકારનો આત્મા રહેલો છે, તેને અધિક હિતકર તથા બોધક

થાય એ સહજ સિદ્ધ છે. અને તેથી મનુષ્યોની દૃષ્ટિએ તે આણવું એ તેમની દૃષ્ટિમાં દિવ્યાંજન આંજવાસરખું છે. તેનાથી તેમનાં આંતર ચક્ષુઓ ઉઘડતાં તેને પોતાનામાં જ કોઇ અદ્‌ભુતતાનું ભાન થાય છે.

ઉત્કૃષ્ટ ચારિત્ર્યમાં વિશેષતા એ જ છે કે મનુષ્યને પોતાના મધ્યબિંદુમાંથી તે દૂરને દૂર ધકેલતું નથી, પણ અધિક નિકટ અને નિકટ આણે છે. અને મનુષ્ય જ્યારે પોતાના મધ્યબિંદુમાંથી વધારે અને વધારે દૂર જતો જાય છે, ત્યારે તે અધિક અને અધિક નિર્બલતાને પ્રાપ્ત થાય છે. કેમકે બલ મધ્યબિંદુમાં છે, તેની દૂરતામાં નથી. 'અમુક પ્રકારનું ઐશ્વર્ય અને અમુક પ્રકારનું તે પ્રાપ્ત કરવાનું બલ, એ તારા પોતાનામાં જ છે અને ઇતર કશામાં નથી,' આ પ્રકારનો ભાવ ઉત્કૃષ્ટ ચારિત્ર્ય મનુષ્યમાં પ્રકટાવે છે. અને તેથી તેને અનુસરનાર મનુષ્ય પોતાના સામર્થ્યસ્વરૂપ મધ્યબિંદુપ્રતિ જ વળેલો રહે છે, કે જે દિશામાંથી તે અવશ્ય ધારેલા અર્થને સિદ્ધ કરે છે.

જેણે જે પ્રકારના થવું હોય તેણે તે પ્રકારમાં જેવું સર્વોત્કૃષ્ટ ચારિત્ર્ય હોય તેને અખંડ સ્મરણ રાખવું, અને તદનુસાર વર્તવું એ અત્યંત હિતકર તથા સુગમ માર્ગ છે. શાસ્ત્રો પ્રત્યેક પ્રકારના બોધ વા કર્તવ્યના અનુષ્ઠાનમાં

તે ક્રિયાથી જેણે સર્વોત્કૃષ્ટ ફલ મેળવ્યું છે, એવું કોઇ ચારિત્ર્યનું ચિત્ર આપે છે અને તેનો હેતુ એ જ છે કે તેમ થતાં મનુષ્યની દૃષ્ટિ તે પ્રતિ સરળપણે વહી શકે.

આ પ્રકારનું એક ચારિત્ર્ય વાચકને આ ગ્રંથમાંથી મળી આવશે. અને તેથી કર્તવ્યપ્રધાન માર્ગવાળા મનુષ્યોને તે અધિક પ્રોત્સાહક જણાય એ સ્વાભાવિક છે. ભોજનથી ભરેલો થાળ પ્રાપ્ત થતાં તેમાંથી ગ્રહણ કરવું એ જેમ ભુખ્યા મનુષ્યનું કર્તવ્ય છે, તેમ ઉક્ત સદ્ગ્રંથમાંથી સાર ગ્રહણ કરી તદનુસાર વર્તવું એ વાચકોનું કાર્ય છે.

મનુષ્ય યોગ્ય ભાવનાવડે, તેને પ્રાપ્ત ઉત્તમ ચારિત્ર્ય-સાથે અખંડ સંબદ્ધ રહે છે, તો તેના લક્ષ્યરૂપ થયેલા ચારિત્ર્યને તે પોતાનામાં તદ્રૂપ પ્રકટાવી શકે છે એ સત્ય નિશ્ચયને આ ગ્રંથમાં પ્રવર્તતો જોવામાં આવશે.

પ્રત્યેક : મનુષ્ય એ ઉત્કૃષ્ટ અધિકારી દીનબંધુતુલ્ય છે, અને તેનું ધ્યેય વા અનંતઐશ્વર્યસંપન્ન જે આત્મતત્ત્વ તે દિવ્યમૂર્તિરૂપ છે, એ પ્રકારના દૃઢ ભાનને પ્રકટાવી જે મનુષ્ય આ ગ્રંથનું અધ્યયન કરે છે, તેને તે ગ્રંથ તેના કર્તવ્યક્રમને અધિક પ્રમાણમાં સુગમ અને સુસ્પષ્ટ કરી મૂકે છે. આ વિના પણ અનેક ઉત્કૃષ્ટ સિદ્ધાંતોનું જ્ઞાન બુદ્ધિમાન વાચકોને સ્પષ્ટ થવું સહજ છે.

થાય એ સહજ સિદ્ધ છે. અને તેથી મનુષ્યોની દૃષ્ટિએ તે આણવું એ તેમની દૃષ્ટિમાં દિવ્યાંજન આંજવાસરખું છે. તેનાથી તેમનાં આંતર ચક્ષુષ્ ઉઘડતાં તેને પોતાનામાં જ કોઇ અદ્‌ભુતતાનું ભાન થાય છે.

ઉત્કૃષ્ટ ચારિત્ર્યમાં વિશેષતા એ જ છે કે મનુષ્યને પોતાના મધ્યબિંદુમાંથી તે દૂરને દૂર ધકેલતું નથી, પણ અધિક નિકટ અને નિકટ આણે છે. અને મનુષ્ય જ્યારે પોતાના મધ્યબિંદુમાંથી વધારે અને વધારે દૂર જતો જાય છે, ત્યારે તે અધિક અને અધિક નિર્બલતાને પ્રાપ્ત થાય છે. કેમકે બલ મધ્યબિંદુમાં છે, તેની દૂરતામાં નથી. 'અમુક પ્રકારનું ઐશ્વર્ય અને અમુક પ્રકારનું તે પ્રાપ્ત કરવાનું બલ, એ તારા પોતાનામાં જ છે અને ઇતર કશામાં નથી,' આ પ્રકારનો ભાવ ઉત્કૃષ્ટ ચારિત્ર્ય મનુષ્યમાં પ્રકટાવે છે. અને તેથી તેને અનુસરનાર મનુષ્ય પોતાના સામર્થ્યસ્વરૂપ મધ્યબિંદુપ્રતિ જ વળેલો રહે છે, કે જે દિશામાંથી તે અવશ્ય ધારેલા અર્થને સિદ્ધ કરે છે.

જેણે જે પ્રકારના થવું હોય તેણે તે પ્રકારમાં જેવું સર્વોત્કૃષ્ટ ચારિત્ર્ય હોય તેને અખંડ સ્મરણ રાખવું, અને તદનુસાર વર્તવું એ અત્યંત હિતકર તથા સુગમ માર્ગ છે. શાસ્ત્રો પ્રત્યેક પ્રકારના બોધ વા કર્તવ્યના અનુષ્ઠાનમાં

તે ક્રિયાથી જેણે સર્વોત્કૃષ્ટ ફલ મેળવ્યું છે, એવું કોઇ ચારિત્ર્યનું ચિત્ર આપે છે અને તેના હેતુ એ જ છે કે તેમ થતાં મનુષ્યની દૃષ્ટિ તે પ્રતિ સરળપણે વહી શકે.

આ પ્રકારનું એક ચારિત્ર્ય વાચકને આ ગ્રંથમાંથી મળી આવશે. અને તેથી કર્તવ્યપ્રધાન માર્ગવાળા મનુષ્યોને તે અધિક પ્રોત્સાહક જણાય એ સ્વાભાવિક છે. ભોજનથી ભરેલો થાળ પ્રાપ્ત થતાં તેમાંથી ગ્રહણ કરવું એ જેમ ભુખ્યા મનુષ્યનું કર્તવ્ય છે, તેમ ઉક્ત સદ્ગ્રંથમાંથી સાર ગ્રહણ કરી તદનુસાર વર્તવું એ વાચકોનું કાર્ય છે.

મનુષ્ય યોગ્ય ભાવનાવડે, તેને પ્રાપ્ત ઉત્તમ ચારિત્ર્ય-સાથે અખંડ સંબદ્ધ રહે છે, તો તેના લક્ષ્યરૂપ થયેલા ચારિત્ર્યને તે પોતાનામાં તદ્રૂપ પ્રકટાવી શકે છે એ સત્ય નિશ્ચયને આ ગ્રંથમાં પ્રવર્તતો જોવામાં આવશે.

પ્રત્યેક મનુષ્ય એ ઉત્કૃષ્ટ અધિકારી દીનબંધુતુલ્ય છે, અને તેનું ધ્યેય વા અનંતઐશ્વર્યસંપન્ન જે આત્મતત્ત્વ તે દિવ્યમૂર્તિરૂપ છે, એ પ્રકારના દૃઢ ભાનને પ્રકટાવી જે મનુષ્ય આ ગ્રંથનું અધ્યયન કરે છે, તેને તે ગ્રંથ તેના કર્તવ્યક્રમને અધિક પ્રમાણમાં સુગમ અને સુસ્પષ્ટ કરી મૂકે છે. આ વિના પણ અનેક ઉત્કૃષ્ટ સિદ્ધાંતોનું જ્ઞાન બુદ્ધિમાન વાચકોને સ્પષ્ટ થવું સહજ છે.

આથી આ ગ્રંથનો પ્રચાર કોઈ સંકુચિત હેતુને લઈને જ નથી, પણ મનુષ્યોના વાસ્તવ હિતને તે કરનાર હોવાથી તેના પ્રચારકોનું આ સદ્ગ્રંથને પ્રસારવારૂપ કાર્ય જનહિત-કર ગણાય એ નિઃસંશય છે.

શ્રેયસ્સાધક બંધુઓ પોતાની અનેક જનહિતકર પ્રવૃત્તિની સાથે આ સદ્ગ્રંથને પ્રસારવારૂપ જનહિતકર પ્રવૃત્તિને પણ તેટલા જ ઉત્સાહથી ધારણ કરે એ સ્વાભાવિક છે. અને તે શ્રેયસ્સાધકઅધિકારિવર્ગવડે ભવિષ્યમાં જે કંઇ શ્રીમાન્ વિશ્વવંદ્યસ્મારક પ્રવૃત્તિઓ થનાર છે, તેના આરંભક કર્તવ્ય-રૂપ ગણાવા યોગ્ય છે.

**શ્રી**માન્ વિશ્વવંદ્ય કે જેમનું દિવ્ય જીવન અનેક સત્સં-સ્કારી સજ્જનોના હૃદયનિકટ સૂર્યસમાન પ્રકાશિત છે, તેઓ આવા એક સદ્ગ્રંથને, તેઓશ્રીની ઉપકારસ્મારક પ્રવૃત્તિના આરંભક કાર્યનિમિત્ત પ્રકટેલો જોઇ સંતુષ્ટ થશે એવી આશા છે. તેમના ઉપકારભરિત જીવનનિમિત્ત આજ કોઇ પ્રાણદાન કરે તો તે પણ ન્યૂન જ મનાવા યોગ્ય છે, એમ જેઓ જાણે છે, તેમને આથી કંઇ વિશેષ આશ્ચર્ય ન પ્રકટે એ સ્વાભાવિક છે.

ભવિષ્યમાં **શ્રી** ઈશ્વરાનુગ્રહથી અનેક સંખ્યાને ધારણ

કરનાર માલિકાની આ ' શ્રી વિશ્વવંદ્યાર્પિતપુષ્પમાલિકા ' નામની પ્રથમ માલા છે. તે તેમના માહેશતનુને સપ્રેમ સમર્પિત થાઓ, તથા ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ જ્ઞાનપુષ્પમય દિવ્ય માલિકાઓ શ્રીમાન્ વિશ્વવંદ્યના શ્રીકંઠને હૃદયના વિશુદ્ધ ભક્તિભાવપૂર્વક આરોપિત થાઓ, અને તેના ભારવડે તેમનું વરદવદન નીચું નમી એ માળા અર્પણ કરનારના શીર્ષપ્રતિ પોતાનો સંપૂર્ણ વાત્સલ્યોચ્છવાસ પ્રસારો એ જ લેખકનો અંતિમ અભીપ્સિત વિષય છે.

વીરક્ષેત્ર. (વડોદરા.)
સંવત્ ૧૯૬૮
દેવશયની એકાદશી.

લેખક.

॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥

# दिव्यमूर्ति.

માનવ બુદ્ધિથી થયેલું કાર્ય ક્યાં અને કુદરતની બુદ્ધિથી થયેલું કાર્ય ક્યાં ! મનુષ્યના હાથવડે બનેલો પદાર્થ ક્યાં અને કુદરતના હાથવડે બનેલો પદાર્થ ક્યાં ! મનુષ્યમતિની કુશલતા ક્યાં અને કુદરતની મતિની કુશલતા ક્યાં ! મનુષ્યનું સામર્થ્ય ક્યાં અને કુદરતનું સામર્થ્ય ક્યાં ! મનુષ્યને પ્રાપ્ત સાહિત્યની વિશાલતા ક્યાં અને કુદરતને પ્રાપ્ત સાહિત્યની વિશાલતા ક્યાં ! મનુષ્યનું સંકુચિત મન ક્યાં અને કુદરતનું વિશાલ મન ક્યાં ! મનુષ્યની સ્વાર્થવૃત્તિ ક્યાં અને કુદરતની પરાર્થવૃત્તિ ક્યાં ! મનુષ્યનો અલ્પજનહિતકર સંકલ્પ ક્યાં અને કુદરતનો સર્વજનહિતકર સંકલ્પ ક્યાં !

યથાર્થ છે કે કુદરત જ્યારે સિંધુ છે ત્યારે મનુષ્ય બિંદુ છે. કુદરત જ્યારે મહાકાશ છે, ત્યારે મનુષ્ય ઘટાકાશ છે, કુદરત જ્યારે અનલ્પ છે ત્યારે મનુષ્ય સ્વલ્પ છે. કુદરત અમર્યાદ છે, મનુષ્ય મર્યાદિત છે, કુદરતને હજાર હાથ છે, મનુષ્યને બે હાથ છે.

અને તેમ છતાં એ ઉભયનો જો યોગ થાય છે તો તે જ મનુષ્ય અવધિરહિત કાર્ય કરે છે. મનુષ્યે અત્યંત મહાન્ કાર્યો કરવાં હોય તો કુદરતમાં ભળવું, કુદરત જ્યાંથી બળ મેળવે છે, ત્યાંથી બળ મેળવવું, કુદરત જે રીતે બળનો વ્યય કરે છે તે રીતે બળનો વ્યય કરવો, કુદરત જે રીતે અને જેવી સ્થિરતાથી અને અક્ષોભવૃત્તિથી કાર્ય કરે છે, તે રીતે અને તેવી સ્થિરતા તથા અક્ષોભ વૃત્તિથી કાર્ય કરવું, અને કુદરત જે નિયમથી રહે છે તે નિયમથી રહેવું. જો આમ થાય છે તો મનુષ્યમાં જે એક કાંઇ વિશેષ સત્ત્વ છે તે અપૂર્વ રૂપમાં ઝળકી ઉઠે છે, અને તેમ થતાં કુદરત તેના આગળ સૂર્યનિકટ આગીયાજેવી થઈ રહે છે.

કુદરતસાથે મનુષ્યમાં રહેલું વિવિધ શક્તિઓનું અપૂર્વ બળ જે કાળે યોગ્ય વિધિથી ભળે છે, ત્યારે તેમાં કોઇ વાતનો અવધિ રહેતો નથી. મનુષ્યે કુદરતસાથે કેવી રીતે ભળવું એટલું જ માત્ર જાણવું જોઇએ છે, અને જો તે એ વાર્તાના રહસ્યને જાણે છે તો તે પુરુષ પરમસામર્થ્યમય થઇ રહે છે.

પરંતુ તે વિધિ જણાવવાને માટે આ ઉપક્રમ ન હોવાથી કુદરતે એ અપૂર્વ સામર્થ્યમય વસ્તુ છે, અને અત્યંત મનોહારિ છે એ દર્શાવવાને એક સ્થાનપ્રતિ વળીશું.

કુદરતના રંગરૂપે ગણાતા લીલા રંગથી રંગાયેલી ઉન્નત ગિરિરાજ સિદ્ધાચલની તલેટીની રમણીય ભૂમિકામાં આવવાનું, વાચકો ! આપને નિમંત્રણ કરૂં છું. નાની નાની ટેકરીઓ, તેમાં નાની મોટી ખીણો, તેમાં કોઈ કોઈ સ્થલે વહેતું, સ્ફટિકસરખું નિર્મલ જલ, સુંદર વૃક્ષો, વિવિધ વેલીઓ વગેરેથી તે સ્થલ અપૂર્વ પ્રકારની નૈસર્ગિક રમણીયતાને પ્રાપ્ત છે. શરીર તથા મનને પ્રફુલ્લ કરી અપૂર્વ બળ અર્પનારી તાજી સ્વચ્છ હવા, શાંત ઋતુ, અને નિર્મલતાએ કરીને તે સ્થળ અત્યંત મોહક હતું.

આ સ્થાનમાં એક નગર વસી રહ્યું હતું. વસતિ છૂટી છૂટી જગાએ રહેતી હતી. કોઇ ટેકરીઉપર રહેવાનું પસંદ કરતું તો કોઇ ખીણની અંદરના ભાગમાં ગુહાસરખું બનાવી તેમાં રહેવાનું પસંદ કરતું. કોઇ સીધા રસ્તાઓઉપર રહેતા હતા, તો કોઈ મનુષ્યો જળનાં નાનાં નિર્મળ ઝરણ જ્યાં વહ્યાં કરતાં હતાં તેની પાસે રહેતા હતા. કેટલાક સપાટ ખેતરોમાં રહી તેને ખેડીને ફલદ્રુપ ભૂમિ બનાવી રહ્યા હતા, તો કેટલાક મોટી વૃક્ષઘટાનીચે પર્ણકુટિસરખું બાંધીને તેમાં વસી રહ્યા હતા. તેઓ સઘળા કુદરતને ઉપયોગી થઇ

રહ્યા હતા અને કુદરત તેમને સઘળાને ઉપયોગી થઇ રહી હતી.

ત્યાં વસનારી પ્રજા વિવિધ પ્રકારના ઉદ્યમને કરતી હતી, તેમ બુદ્ધિમાં પણ ઉંચી જાતની હતી. શરીરબલ પણ ઉત્તમ હોય એમાં તો આશ્ચર્ય જ શું છે ! અને તેમ છતાં તે પ્રજા નિત્ય પોતાના બળની અધિક અને અધિક વૃદ્ધિ કરવાને માટે ઉદ્યમ કર્યા કરતી હતી.

એક બાજુ એક નાની ટેકરી, તેના ગર્ભભાગમાં કોતરી કાઢયા સરખી એક કુદરતી ગુહા, ટેકરીના ઉપર થોડી સપાટ જગા, એક તરફ થોડી વૃક્ષઘટા અને તેથી ત્યાં અખંડ પ્રકટી રહેતી શીતલતા, એક તરફ જળનું સુંદર ઝરણુ અને તે સઘળાની મધ્યે થોડી સપાટ જગા—કેવું અદ્ભુત સ્થાન હશે તેની કલ્પના કરો અને તેટલા માત્રથી પણ તમને કંઇક આનંદ થશે.

એ મધ્યની સપાટ જમીનઉપર એક નાનું પર્ણકુટિ- સરખું ઘર હતું. તે ઘરમાં કોઇ મૂલ્યવાન્ વસ્તુ જોવા જઇએ તો એક જ હતી, અને તે સ્વચ્છતા. તે ઘરની શોભામાં વૃદ્ધિ કરનાર સર્વોત્કૃષ્ટ વસ્તુ જોઇએ તો તેમાં રહેનારની પ્રસન્નતાથી વિશુદ્ધ અને ચમત્કૃતિરૂપ થઇ રહેલું ત્યાંનું પ્રસન્નતાજનક વાતાવરણ. ત્યાંની વ્યવસ્થાની સુંદરતામાં જોઇએ તો સઘળે નિર્મળતા, નાનું સ્વચ્છ અને લીંપીને સુંદર કરી રાખેલું આં- ગણું, થોડા ઘણાં તે સ્થાને ઉગેલાં પુષ્પવૃક્ષ, અને વિશેષમાં સર્વઉપર છવાઇ રહેલી એક દિવ્ય પ્રશાંતિ આટલું જ હતું.

સાંજનો સમય હતો; સિદ્ધાચલ કે જે તે સ્થાનથી દૂર સરખો હતો તેના પૃષ્ઠભાગમાંથી ઉદય પામેલો સૂર્ય પોતાને આખા દિવસનો શ્રમ થવાથી નિવૃત્તિ લેવા માટે જાણે આ પર્ણકુટિમાં આવી રહેતો હોય તેમ સાંજ પડવાથી તે પર્ણકુટિના પૃષ્ઠ ભાગ–તરફ ઢળી રહ્યો હતો. મહાન્ પુરુષનું લક્ષણ અને સ્વભાવ છે: કે ગમે તેવી અવનતિની સ્થિતિમાં આવે તોપણ તે પોતાની દૃષ્ટિ સર્વદા ઉન્નત પ્રદેશમાં જ રાખ્યા કરે છે, એ લક્ષણની સિદ્ધિ કરતો સૂર્ય આથમતાં આથમતાં પણ પોતાની દૃષ્ટિ–કિરણ–સિદ્ધાચલની ટોચઉપર જ નાંખી રહ્યો હતો.

આવા સમયે એ પર્ણકુટિના આંગણામાં એક નાનો બાળક તેની પુખ્ત વયની માતાસાથે બેઠો હતો. તે બાલક હોવા છતાં નિરુદ્યમી ન હતો, કેમકે તેનું અને તેની માતાનું તેણે જ ભરણપોષણ કરવાનું હતું. અને તેથી તેના ઉદ્યમથી પરવારી માતાસાથે વાતો કરતો બેઠો. તે બીજી ત્રીજી વાતો કરી છેવટમાં જે ક્ષણે વાચકો ! હું તમને તેનું ઓળખાણ કરાવું છું તે વખતે તે બાલક અને માતાવચ્ચે દિવ્યમૂર્તિની વાતો ચાલી રહી હતી. તેમને માત્ર દૃષ્ટિ ઉંચી કરવી એટલું જ કાર્ય હતું, અને થોડે દૂરના સિદ્ધાચલના શિખરઉપરની દિવ્યમૂર્તિ તેમની દૃષ્ટિમાં આવી જાય એમ હતું. અસ્ત પામતા સૂર્યનું સૌમ્ય છતાં પ્રકાશમય કિરણ બરાબર તે મૂર્તિઉપર પડયું, અને આ બાલકની દૃષ્ટિ પણ તે જ ક્ષણે તે દિવ્યમૂર્તિ-

ઉપર પડી. સૂર્યના પ્રકાશથી—સૌમ્ય પ્રકાશથી—તે સ્થાન અદ્ભુત સરખું જણાવા લાગ્યું. તે દિવ્યમૂર્તિ જાણે જીવંત હોય તેવી પ્રતીત થવા લાગી. આસપાસ પહાડ, વચ્ચે એક ઉન્નત શિખર અને તે ઉપર એક પ્રતાપમય છતાં સૌમ્ય ભાવયુક્ત તે ભવ્ય દિવ્યમૂર્તિઉપર જે ક્ષણે સૂર્યની રશ્મિનો અને બાલકની દૃષ્ટિની રશ્મિનો યોગ થયો કે તે જ ક્ષણે બાલક બોલી ઉઠ્યો, " મા ! જો તો ખરી પેલી દિવ્યમૂર્તિ કેવી સુંદર દેખાય છે ? "

અને આ દિવ્યમૂર્તિ એ શું હતું ?

ઉપર કહ્યું તેમ નાના મોટા ટેકરાની વચ્ચે આવી રહેલા એક ઉચ્ચ શૃંગઉપર તે એક ઉભેલી મૂર્તિ હતી. તે નાના સરખા કદની નહિ પરંતુ મોટા કદની અને પ્રચંડસરખી હતી. તે કોણે બનાવી હતી તે કોઇ જાણતું ન હતું તેમ છતાં ત્યાંનાં સઘળાં લોકો દિવ્યમૂર્તિથી જાણીતા હતા. તે મનુષ્યે બનાવેલી કારીગીરી નથી એમ પણ કહી શકાતું ન હતું, કેમકે તે ઘણી જ આકર્ષક, પ્રમાણવાળી અને આબેહુબ હતી. તેમ તે મનુષ્યની જ બનાવેલી હતી એમ પણ કોઇથી કહેવાતું ન હતું, કારણ કે તે એવા વિલક્ષણ સ્થાનમાં અને વિલક્ષણ સ્થિતિથી ઉભેલી હતી કે ત્યાં જઇને કોઇ કારીગરે તે કેવી રીતે બનાવી હોય તે કોઇથી સમજી શકાય એમ ન હતું. આથી તે કોણે બનાવેલી એ કોઇને

ખબર ન હતી, તેમ તે શેને માટે બનાવી છે, કેટલા વખતથી બનાવવામાં આવી છે, એ વગેરે તેના સંબંધની કાંઇ જ હકીકત કોઇને ખબર ન હતી, અને તેમ છતાં દરેક મનુષ્ય 'જાણકાર' ની પેઠે જેમ ફાવે તેમ તે સંબંધી વાતો કહેતા. કોઇ કહે જેણે આ નગર વસાવ્યું તેની મૂર્તિ છે, તો કોઇ કહે આ જગાએ પહેલાં એક મોટું યુદ્ધ થયું હતું, તેમાં જે જિત્યા હતા તેના સરદારની આ મૂર્તિ છે, કોઇ કહે આ ગામના રક્ષણમાટે તેને બંધાવનારે તે મૂર્તિનું સ્થાપન કર્યું છે તો કોઇ કહે પહેલાં એ પર્વતઉપર યજ્ઞ થતા હતા, તે વખતે યજ્ઞદેવતા પ્રકટેલા તેને સ્થાને એ મૂર્તિ મૂકવામાં આવી છે. કોઇ કહે એ મૂર્તિનીચે પર્વતમાં અપાર ધન દાટેલું છે, તેના રક્ષણમાટે એની સ્થાપના કરવામાં આવી છે, તો કોઇ કહે એ તો ગુરુ દત્તાત્રયની મૂર્તિ છે. કોઇ કહે પહેલાના વખતમાં એ મૂર્તિને મનુષ્યનો ભોગ ધરાવવામાં આવતો તો કોઇ કહે એ મૂર્તિપાસે કોઇ જૂઠું બોલવા જાય તો તેની જીભ ચોંટી જતી અને સાચું બોલે નહિ ત્યાં સુધી તે ઉખડતી નહિ. આવી રીતે કંઇ કંઇ કલ્પનાઓ તે મૂર્તિવિષે મનુષ્યો કરતાં, અને જેને તેને તે સત્ય છે એમ માની નિ:શંકપણે કહેતા. જો કે ખરું શું એ તો કોઇને ખબર ન હતી. અને ત્યારે કોઇ ન જાણતું હોય તો પછી પ્રિય વાચકો ! આપણે પણ કેવી રીતે જાણી શકવાના હતા?

આવી રીતે તે દિવ્યમૂર્તિ કુદરતી જ મનાવાયોગ્ય હતી. કુદરતે પોતાની દૈવી રમુજખાતર તેને ઘડી કહાડી હતી. અનેક ધાતુવડે તે ઘડાયેલી હોય તેવી લાગતી હતી. અને સર્વથી ઉચ્ચ હોઇ ગગનરાજીસરખી પ્રતીત થતી હતી. નીચે આસપાસ પહાડ અને તેની અંદર ઉગેલી સુંદર વનસ્પતિ અને ઉપર આકાશ એ બેનો જાણે સંબંધ કરાવનારી સાંકળ અથવા મધ્યની કોઇ વસ્તુ હોય તેવી તે જણાતી હતી. તેનું નામ કોઇને ખબર ન હતું, અને તેથી સઉ કોઇ તેને દિવ્યમૂર્તિ કહેતા. પાસે જઇને જોવાથી તેની વિશાળતાને લીધે એ મૂર્તિ યથાવત્ જણાતી ન હતી, પરંતુ જેમ જેમ દૂરથી જોવામાં આવતી તેમ તેમ તે અધિક રમણીય અને કોઇ વિલક્ષણતાયુક્ત જણાતી હતી. તેમાં કેવા કેવા ભાવો પ્રતીત થતા હતા એ સર્વાંશે કહી શકાય એમ ન હતું. તેનું ઉન્નત ભવ્ય કપાલ, તેના દીર્ઘ અને કોઇ અલૌકિકતાવાળાં નેત્રો, લંબ નાસિકા અને ઓષ્ઠ કે જે જો કદી બોલવા માંડે તો તે આખા ગામ અને પહાડને ગજાવી મૂકે, આજાનુ બાહુ અને તે બાહુને રાખવાની અલૌકિક સ્વાભાવિકતા એ સર્વ કોઇ જોનારને એવા તો ભાવો પ્રકટાવતું હતું કે જે તે સ્પષ્ટ કહી શકે નહિ, પરંતુ એટલું તો ખરૂં કે સ્થિરતાથી સૂક્ષ્મપણે જોનાર પ્રત્યેકને તેનામાં પૂજ્યભાવ તથા પ્રીતિ પ્રકટ્યા વિના પણ રહે નહિ. પાસે આવીને જોવાથી

તેના અવયવો વગેરે એટલા સ્પષ્ટ જણાતા ન હતા. જો કે તેટલી નિકટ ભાગ્યે જ કોઇથી જઇ શકાતું. અમુક મર્યાદા સુધીમાં જેમ જેમ તે દૂરથી જોવામાં આવતી તેમ તેમ તે અધિક મોહક, અધિક સ્પષ્ટ અને પ્રાણમય હોય તેમ લાગતી. ઉત્કૃષ્ટ બુદ્ધિમાન્ પુરુષના નેત્રમાં, મુખમાં, તેમ જ વિવિધ અવયવોમાં જે એક જાતનો બીજા સામાન્ય મનુષ્યોકરતાં ભેદ જણાય છે એ ભેદ આ મૂર્તિમાં અત્યંત પ્રમાણમાં હતો; અર્થાત તેનામાં અપૂર્વ સામર્થ્ય અને વિવિધ અમાનુષી શક્તિઓ રહેલી છે એ તેનું સ્થૂલ સ્વરૂપ પણ જોનારને તત્ક્ષણ ભાન કરાવી આપતું. જેને એ મૂર્તિની ખબર ન હોય એવો કોઇ પ્રવાસી દૂરથી આવતાં જુએ તો તેને જીવંત મૂર્તિ ધારે અને એટલે દૂર હોવા છતાં પણ તે તેના પ્રતાપથી અંજાયાવિના રહે નહિ. ગમે ત્યારે કોઇ પણ મનુષ્યની કાંઇ પણ કામ કરતાં અનાયાસ પણ તે મૂર્તિપ્રતિ દૃષ્ટિ પડે—અને તે પડવી એ સ્વાભાવિક હતું, કેમકે પ્રત્યેક સ્થળેથી તે સ્પષ્ટ જણાતી હતી; તો તે જ ક્ષણે બીજું કાર્ય કરવામાં ચોટેલી વૃત્તિ પણ થોડી ક્ષણ તો તેને જોવામાં તથા તે સંબંધી વિચાર કરવામાં રોકાયા વિના રહે નહિ અને કોઇ અયોગ્ય કાર્ય કરતું હોય અને તેવે સમયે તેની દૃષ્ટિ જો આ દૂરની મૂર્તિઉપર પણ પડે તો થોડો કાળ પણ તે કાર્યમાંથી તેનાથી અટકયાવિના કે અંતરમાં ભય પામ્યાવિના રહેવાતું નહિ.

તે જ પ્રમાણે કોઇ દુઃખથી દીન થયેલો, કે વ્યાધિથી દુર્બલ થયેલો, કે સંસારના કલેશોથી કેવળ નિરાશ થઇ ગએલો કે નિષ્ફળતાથી શિથિલ થઇ ગયેલો મનુષ્ય, થોડો કાળ પણ તેના તરફ જુએ તો તેની નિરાશા, ઉદાસીનતા, વ્યગ્રતા, દીનતા, દુર્બલતા કે શિથિલતા દૂર થયા વિના રહે તેમ ન હતું. ઉત્કૃષ્ટ પુરુષાર્થ ન કરનાર કાયર મનુષ્ય પણ જો તેના પ્રતિ જોતો તો થોડો કાળ પણ તેને ઉગ્ર પુરુષાર્થ કરવાની હિંમત આવતી, સહજ સહજમાં ડગી જનાર મનુષ્ય તેને જોતો તો તેનામાં થોડો કાળ પણ અડગતા પ્રકટ્યા વિના રહેતી નહિ. કંગાલીયતને પામેલો મનુષ્ય પણ જો તેના પ્રતિ દૃષ્ટિ કરતો તો પોતાનામાં અમીરીપણાના કે ઐશ્વર્યના બલનો ક્ષણિક પણ આવિર્ભાવ થયા વિના રહેતો નહિ. નિત્યનો ઉદાસ મનુષ્ય પણ તેને જોતો તો તેનામાં કંઇક પ્રસન્નતા પ્રકટતી. કેવળ નિરુત્સાહ થઇ ગયેલા પુરુષની દૃષ્ટિએ તે મૂર્તિ આવતી તો તેનામાં પુનઃ ઉત્સાહ પ્રકટાવવા તેની ઉત્સાહપૂર્ણ ભવ્ય આકૃતિ કદી ચુકતી નહિ. કોઇ નિરાધાર તેને જોતો તો તત્કાળ તો તેને એમ જ થતું કે હું નિરાધાર નથી, પણ આ દિવ્યમૂર્તિના બળવાન્ આધારવાળો છું. કોઇ ભયભીતની દૃષ્ટિ તેના ઉપર પડતી તો તે ભયથી નિવૃત્ત થઇ નિર્ભય અને નિઃશંક થઇ જતો. આવી રીતે તે જીવંત મનુષ્યોમાં ન્યૂનાધિક પ્રમાણમાં પણ ભાવો પ્રકટાવતી તે મૂર્તિ ઘણાના મનથી જીવતી હતી.

કોઇ પણ બાલકને કે મનુષ્યને તે દિવ્યમૂર્તિની દૃષ્ટિ નીચે ઉછરવું એ બહુ લાભકારક તથા આનંદજનક હતું. કેમકે તે મૂર્તિની આકૃતિ અત્યંત ભાવમય, મનોહર, પ્રતાપયુક્ત, સામર્થ્યમય તથા અંતર્માંથી કંઈ ઉત્કૃષ્ટને બહાર આકર્ષી આણનારી અને નિકૃષ્ટને દબાવી દેનાર હતી. તેનામાં સ્નેહભાવ એવો તો જણાતો કે જાણે તે પ્રત્યેકઉપર અત્યંત પ્રીતિવાળી હોય, તેનાં નેત્ર એવાં પ્રેમપૂર્ણ હતાં કે જાણે તે પ્રત્યેકને પ્રેમથી ભેટવાને માટે તલસી રહી હોય, તેના હસ્ત જાણે કંઈ વિલક્ષણ બળથી પૂર્ણ હોઇ, જાણે અભયની ઢાલરૂપ હોય તથા સર્વના પૃષ્ઠઉપર સ્થપાવાને તત્પર હોય એમ જણાતા. તે મૂર્તિનું શુભ્ર હૃદય જાણે ગૂઢ અનુભવથી પૂર્ણ હોય, દિવ્ય ગુણોથી અલંકૃત હોય, અને પોતાના સમગ્ર સામર્થ્યને ઇતરમાં પ્રકટાવવાને માટે પૂર્ણ વેગવાળું તથા આગ્રહી હોય અને તેમાંથી ઉઠતી કોઇ પ્રીતિની ઊર્મિ જાણે અન્યના હૃદયને પ્રેમથી રસબસ કરી પોતાના પ્રતિ આકર્ષી રહી હોય તેમ જણાતું હતું. તેનાં કોમલ ચરણમાં મસ્તક મૂકી તેને વળગી પડવાનું મન પ્રત્યેક જોનારને થતું. તેનું મુખ શોકગ્રસ્તને પણ ક્ષણભર હસાવતું, તેના શોકનું ભાન ભૂલાવતું અને પ્રસન્નતાની છાયાના કંઇક ઉંડા સંસ્કાર પાડતું. તેના અંતરમાં સર્વના પ્રેમનો, સર્વના ભાવનો, સર્વના દુઃખનો, સર્વની ઇચ્છાનો, સર્વની ભક્તિનો અને સર્વના

અંતઃકરણનો સમાવેશ થઇ જવા ઉપરાંત પણ જાણે ખાલી જગા હોય, બીજું ઘણું શમાવી દેવાને સ્થાન હોય એવું તે વિશાલ જણાતું હતું. અને એવિના પણ અનેક ઉત્કૃષ્ટ ભાવોથી તે મૂર્તિ પરિપૂર્ણ હતી. તેનામાં આવા સૂક્ષ્મ ગુણો જોવાને માટે કંઇક ઉચ્ચ સંસ્કારની, અંતઃકરણની શુદ્ધિની અને સ્થિરતાયુક્ત સહજ સૂક્ષ્મ બુદ્ધિની જરૂર હતી. જો કે જડ મતિને પણ તેનામાં ઉત્કૃષ્ટતાનું તો તે ભાન કરાવ્યા વિના રહેતી જ નહિ. શ્રદ્ધામય અંતઃકરણ તેમાં અત્યંત અલૌકિકતા જોવાને પૂર્ણ શક્તિમાન્ હતું.

તે સિદ્ધાચલની તલેટીનો ભાગ કે જયાં નગર આવી રહ્યું હતું તે ભાગમાં જ્યાં ત્યાં પુષ્કળ ધાન્ય, ફળ વગેરે થતું તે આ દિવ્યમૂર્તિના પ્રતાપે થાય છે એમ સઉ કોઇ માનતા. ત્યાંના મનુષ્યો મોટે ભાગે સુખી, ધનવાન્ તથા નિર્મલ હતા અને તેમાં પણ તેઓ આ દિવ્યમૂર્તિની કૃપાને જ હેતુરૂપ માનતા. ત્યાંની પ્રજા નિષ્પાપ તથા સન્માર્ગગામી અને સન્નિષ્ઠાવાળી હોવામાં પણ તેઓ આ મૂર્તિ કેજે અભ્રમાં ચળકાટ–પ્રકાશ–મૂકતી, વિદ્યુતમાં વેગ સ્થાપતી, સૂર્યપ્રકાશમાં જીવન મૂકતી, અને ચંદ્રની પ્રભામાં શુભ્રતા તથા કોમલતા અર્પતી હોય એવી જણાતી, તેના પ્રતાપને કારણરૂપે ગણતા. આવી દિવ્ય કાંતિ તથા દિવ્ય ભાવમય એ મૂર્તિને સઉ કોઇ 'દિવ્યમૂર્તિ' કહેતા.

આ મૂર્તિપ્રતિ પોતાની માતાની દષ્ટિને આકર્ષતા તથા 'મા ! જો તો ખરી પેલી દિવ્ય મૂર્તિ કેવી સુંદર દેખાય છે' એમ કહેતા એક બાલકને આપણે તેના ગૃહાંગણ ( ઘરનું આંગણું) માં જોયો છે. તે બાલકનું નામ દીનબંધુ હતું. તે ક્ષણે ક્ષણે આ દિવ્યમૂર્તિપ્રતિ જોતો અને માતાને પણ પોતાને તે પ્રીતિકર જણાઇ માટે તે પ્રકારની જ જણાશે એમ ધારીને તથા પોતાની વિવિધ જિજ્ઞાસાવૃત્તિને પોષવા તથા તૃપ્ત કરવાના આશયથી માતાના અધિક લક્ષને ખેંચતો તે પુનઃ બોલ્યો મા ! એ કેટલી બધી ઉંચી છે ! શું એ આકાશમાંથી આવી હશે ! એ કેવડી મોટી હશે ! હેં ! મા ! એ કોની હશે ?

માતા એ આજકાલની, બાળક કંઇ પૂછે, અને ન સમજણ પડે તો છીંકતા છણકા કરે એવા સ્વભાવની સ્ત્રી ન હતી. બાલકના પ્રશ્નને ઉડાવી દેવાથી તે બાલકની મતિ સૂક્ષ્મ થતી નથી, એવું તે જાણતી હતી. જ્યારે બાલકમાં કંઇ પણ પ્રશ્ન પૂછવાની અનાયાસ વૃત્તિ થઇ આવે છે ત્યારે તેના અંતરમાં તે કાળે એ વાર્તાને સમજવાનું સામર્થ્ય વા કારણ પણ જાગ્રત્ થયું હોય છે. અને તેથી જો તે જ કાળે તેને અત્યંત સરળપણે ઉત્તર આપવામાં આવે છે તો, જો તે કઠિન હોય છે અર્થાત્ સૂક્ષ્મબુદ્ધિગમ્ય હોય છે તો કદાપિ તેની સ્થૂળ બુદ્ધિ સ્પષ્ટ સમજી કે ગ્રહણધારણ કરી શકતી, તોપણ તેને એ પ્રશ્ન

કરાવનારૂં સૂક્ષ્મ કારણ જે તેના અંતર્માં રહ્યું છે એ ગમે તેવી વાતને પણ સમજી શકે છે, અને તેના સંસ્કાર પોતાનામાં લેઇ લે છે, અને પછી કાળે કરીને તે બાલક વિશેષ બુદ્ધિ-સંપન્ન થતાં તેને તે અંતર્નું કારણ, પોતાનામાં ધારણ કરેલા સંસ્કારને સ્ફુરાવે છે, જેથી તેની બુદ્ધિ તેનો પોતાની મેળે વિકાસ કરી લે છે. પ્રશ્નના ઉત્તરમાં જે કંઇ તે બાલ-કને સમજાવવામાં આવે છે, પછી તે ખરૂં કે ખોટું, પણ તે તેના અંતર્નું પ્રશ્ન કરાવનારૂં કારણ ગ્રહણ કરી લે છે; અને તેથી જ ઘણી વખત કોઇ ખોટી બાબત નાના બાળ-કને સમજાવી હોય છે તો એ પ્રકારનું તે મોટો થાય તોપણ તેનું મંતવ્ય ( માનવું ) રહ્યા કરે છે, અને એ ભૂસાતાં ઘણો કાળ જાય છે.

આમ જાણનાર તે સ્ત્રી તે બાળકને કંઈ વઢી નહિ કે 'એમાં તું શું સમજે' 'તારાથી એ ન સમજાય' એવું કે 'એ તો મોટો બાવો છે, નાનાં છોકરાં તોફાન કરે તે-ને પકડી જાય એવો એ છે' એમ પણ કહ્યું નહિ. પણ થોડી વાર મૌન રહી. ઘણી વખતે બાળકોમાં કોઇ વાત જાણવાની ઉપરઉપરની જિજ્ઞાસા પ્રકટે છે, તે કંઇ તેના મૂળમાંથી ઉઠી નથી હોતી. આવી જિજ્ઞાસા ક્ષણિક હોય છે, અને તેથી તેનો ઉત્તર નથી આપવામાં આવતો તો તે બા-ળકનું ચિત્ત બીજામાં જતાં તરત તે એ જિજ્ઞાસા જતી

રહેવાથી પૂછેલા પ્રશ્નના ઉત્તરની તેને અપેક્ષા રહેતી નથી. આવું, બાળકોના જીવનનો અભ્યાસ કરનારના લક્ષમાં આવ્યું જ હશે કે તેમની બાબતમાં ઘણી વખતે બને છે. એવી વખતમાં જે કંઇ કહેવામાં આવે છે તો તે પણ તેમના અંતરમાં ઉંડુ ઉતરતું નથી. કેમકે ત્યાં તેને કોઈ ગ્રહણ કરવાને તત્પર હોતું નથી, કારણ કે ત્યાંથી કોઇએ પ્રશ્ન પૂછ્યો નથી. જે વૃત્તિ પ્રશ્ન કરનારી હોય છે, તે જ ગ્રહણ કરે છે. અને ઉપર ઉપરની જિજ્ઞાસાવૃત્તિને તે શ્રવણ કરવા પૂરતું પૂર્ણ બળ હોતું નથી. અર્ધું સાંભળ્યું ન સાંભળ્યું ત્યાં તે બીજામાં દોડી જાય છે. અને આથી જ ઘણા પ્રસંગે આવી વખતે બાળકોને જે કંઇ કહેવામાં આવે છે તેના ઉંડા સંસ્કાર પડતા નથી. સ્મૃતિપટપર્યંત તે પહોંચતા નથી. માત્ર શ્રવણેન્દ્રિય તેને અર્ધાંપરધા સાંભળે છે. અને તેથી તે દૃઢ રહેતા પણ નથી.

પરંતુ જેને યથાર્થ અંતરથી જાણવાની વૃત્તિ પ્રકટી હોય છે, તેને તો તેનો કોઇ પણ ઉત્તર મેળવ્યાં વિના ચેન જ પડતું નથી. અને તેથી તે પ્રશ્ન તો બાળક વારંવાર જ કરે છે. બીજી કોઈ વાતમાં તેને તે કાળે ભેળવવા જઇએ છીએ તો ભળતું નથી, અને કદાપિ ભળે છે તો જ્યાં તે વાત પૂરી થઇ કે તરત પાછું તે પોતાના મૂળ સ્થાનઉપર આવે છે, અને પેલો પ્રશ્ન પૂછે છે. જ્યારે આમ થાય છે, ત્યારે

જાણવું કે બાલકમાં આ પ્રશ્નનો ઉત્તર જાણવાને માટે તેના-અંતરનું કોઇ કારણ જાગ્રત્ થયું છે, અને તેથી તે અવશ્ય શ્રવણ પણ કરશે. તેવા બાલકને તે કાળે એના પ્રશ્નનો બને તેટલો સારામાં સારો ઉત્તર આપવો એ વધારે લાભકારક છે. કારણ કે ઘણી વખતે એવો સૂક્ષ્મ અને તેના અંતરના મૂળ કારણમાંથી ઉઠેલો પ્રશ્ન તેના ભવિષ્યના જીવનની સાથે અત્યંત સંબંધવાળો હોય છે. એ પ્રશ્નના ઉત્તરઉપર તેના ભવિષ્યનું જીવન રચાય છે, અને એટલા માત્રથી તે ઉત્કૃષ્ટ અથવા નિકૃષ્ટ, મહાન્ કે અધમ તે મનુષ્યનું જીવન થઇ રહે છે. બાલક ધ્રુવ, ઉપમન્યુ આદિના દૃષ્ટાંતો આ સિદ્ધાંતનું સમર્થન કરનાર છે. તેમના પ્રશ્નનો તેમની માતાતરફથી યોગ્ય ઉત્તર ન મળ્યો હોત તો શું તેઓએ જે કાર્ય કર્યું તે કદાપિ કરી શકત ? નહિ જ. તેમનું જીવન ભ્રષ્ટ થઇ ગયું હોત. પણ તેમના અંતરના કારણથી ઉઠેલા પ્રશ્નનો યોગ્ય ઉત્તર મળ્યો અને તે ઉપર તેમનું જીવન રચાયું. બુદ્ધિમાન્ વિચારકોને આ યથાર્થ સત્યરૂપ જણાય છે.

આમ હોવાથી તે સ્ત્રીએ થોડી ક્ષણ વીતવા દીધી, એટલામાં તે બાલકે પુનઃ પ્રશ્ન કર્યો. અને તેથી માતાને સહજ જણાયું કે આ પ્રશ્ન તેની ઉપરઉપરની જિજ્ઞાસુ-વૃત્તિનો નથી, પણ તેના અંતરમાં એવું કોઇક કારણ પ્રકટ્યું છે કે જેણે તેની પાસે આ પ્રશ્નનો ઉત્તર માગ્યો છે.

તથી તે બોલી ભાઇ ! જે નાનાં છોકરાંએ મોટા અને બહુ જ ડાહ્યા માણુસ થવું હોય તે છોકરાંની અને મોટા માણુસોએ પણ વધારે મોટા અને ડાહ્યા થવું હોય તો તે મોટા માણુસમાટેની એ 'નાનાં મોટાની' દિવ્યમૂર્તિ છે.

દીનબંધુ એ સાંભળી અનાયાસ બોલ્યો, ત્યારે તો એ મારી દિવ્યમૂર્તિ છે; ખરૂં ને મા ! માતાએ કહ્યું, હા ભાઇ !

અસ્ત પામતા સૂર્યનું છેલ્લું રશ્મિ તે દિવ્યમૂર્તિઉપર તેને પ્રકાશિત કરતું તથા તેના મુખઉપર સ્મિતનો ભાવ દેખડાવતું જે ક્ષણે પડ્યું તે જ ક્ષણે દીનબંધુની દૃષ્ટિ પુનઃ તે દિવ્યમૂર્તિપ્રતિ ગઇ અને તે મૂર્તિને સ્મિત કરતી હોય તેવી જોઇને બોલ્યો મા ! મને એમ થાય છે કે જાણે આ દિવ્યમૂર્તિ બોલે તો કેવું સારૂં ! કેમકે જેનું મોં આવું રૂપાળું છે તેનું બોલવું કેવું મીઠું હશે ! મા ! તું મને કહે છે કે દાંત સાફ રાખવાથી મોં બહુ સારૂં દેખાય, તે આ દિવ્યમૂર્તિના દાંત બહુ સારા હશે, તેથી તેનું મોં આવું સારૂં દેખાતું હશે ? એ બોલે તો એના દાંત દેખાય, નહિ મા ? મા ! જો આવા મોંવાળું કોઇ માણુસ હોય તો તે મને તો બહુ ગમે હોં મા ! હેં મા ! એવા મોંવાળું કોઇ માણુસ હશે ખરૂં ?

બાલકની ઉછળતી જિજ્ઞાસાવૃત્તિએ બે ચાર વાતો

સામટી કહી અને પૂછી. માતાએ કહ્યું, એવા મોંવાળું માણસ પણ હોય. અને કોઈ માણસને એવું મોં ન હોય, પણ જો એવું કરવું હોય તો થઇ પણ શકે.

આનંદઆવેશમાં આવતો બાલક બોલી ઉઠ્યો, હેં મા ! મારૂં મોંડું એવું રૂપાળું થાય ? માતાએ કહ્યું, તું પણ કરે તો થાય. જેને એવું મોં કરતાં આવડે તેવું થાય.

બાલકે પૂછ્યું, કોઇનું સાચેસાચું એવું મોં હશે ખરૂં ?

માતાએ કહ્યું, જો સાંભળેલી ભવિષ્યવાણી ખરી પડે, તો આપણે કોઇ વખતે, ભવિષ્યમાં આવા જ મોંવાળો માણસ જોઇ શકીએ.

બાલકે પૂછ્યું, મા ! કઈ ભવિષ્યવાણી ? મને એ બધું કે'ને !

આથી માતાએ તેને તે વાત કહી કે જે તેની માતાએ તેને, જ્યારે તે દીનબંધુકરતાં પણ નાની હતી તે વખતે કહી હતી. એ વાત કોઇ વીતી ગયેલા પ્રસંગની ન હતી, પણ હજી—ભવિષ્યમાં કોઈ કાળે જે સમય આવવાનો હતો—જે કંઇ બનવાનું હતું—તેની તે વાત હતી. તે વાત એટલી તો જૂની હતી કે એ નગર રચાયું તે પહેલાંની ત્યાં રહેતી સામાન્ય જાતિની વસતિ પણ એ વાત જાણતી હતી. અને તે તેમના બાપદાદાઓપાસેથી શ્રવણ કરી હતી. જેને

માટે તેઓ એમ કહેતા કે એ વાત તે સ્થાનનાં ઝાડને જ. ળનાં ઝરણાં પણ જાણતાં હતાં ! અને ત્યાં વહેતી વાયુની લહરીઓ પણ ઘણાને એ વાત કહેતી હતી ! અર્થાત્ તે જૂના વખતની હતી. લગભગ દરેક મનુષ્ય એ વાત જાણતાં છતાં કેટલાક એ વાતને ખોટી માની ઉપર જણાવી ગયા છીએ તેમ વિવિધ તર્કો પોતાના ડહાપણવડે ઉઠાવી રહ્યા હતા.

સામટી કહી અને પૂછી. માતાએ કહ્યું, એવા મોંવાળું માણસ પણ હોય. અને કોઈ માણસને એવું મોં ન હોય, પણ જો એવું કરવું હોય તો થઇ પણ શકે.

આનંદઆવેશમાં આવતો બાલક બોલી ઉઠ્યો, હેં મા! મારૂં મોંડું એવું રૂપાળું થાય? માતાએ કહ્યું, તું પણ કરે તો થાય. જેને એવું મોં કરતાં આવડે તેવું થાય.

બાલકે પૂછ્યું, કોઇનું સાચેસાચું એવું મોં હશે ખરૂં?

માતાએ કહ્યું, જો સાંભળેલી ભવિષ્યવાણી ખરી પડે, તો આપણે કોઇ વખતે, ભવિષ્યમાં આવા જ મોંવાળો માણસ જોઇ શકીએ.

બાલકે પૂછ્યું, મા! કઈ ભવિષ્યવાણી? મને એ બધું કે'ને!

આથી માતાએ તેને તે વાત કહી કે જે તેની માતાએ તેને, જ્યારે તે દીનબંધુકરતાં પણ નાની હતી તે વખતે કહી હતી. એ વાત કોઇ વીતી ગયેલા પ્રસંગની ન હતી, પણ હજી—ભવિષ્યમાં કોઈ કાળે જે સમય આવવાનો હતો—જે કંઇ બનવાનું હતું—તેની તે વાત હતી. તે વાત એટલી તો જૂની હતી કે એ નગર રચાયું તે પહેલાંની ત્યાં રહેતી સામાન્ય જાતિની વસતિ પણ એ વાત જાણતી હતી. અને તે તેમના બાપદાદાઓપાસેથી શ્રવણ કરી હતી. જેને

માટે તેઓ એમ કહેતા કે એ વાત તે સ્થાનનાં ઝાડને જ-
ળનાં ઝરણાં પણ જાણતાં હતાં ! અને ત્યાં વહેતી વાયુની
લહરીઓ પણ ઘણાને એ વાત કહેતી હતી ! અર્થાત્ તે
જૂના વખતની હતી. લગભગ દરેક મનુષ્ય એ વાત જાણતાં
છતાં કેટલાક એ વાતને ખોટી માની ઉપર જણાવી ગયા
છીએ તેમ વિવિધ તર્કો પોતાના ડહાપણવડે ઉઠાવી રહ્યા હતા.

એ વાર્તાનો ભાવ એ હતો કે પૂર્વે કોઇ એક સમયે તે સિદ્ધાચલ પર્વતના પ્રદેશમાં અનેક સમર્થ પુરુષો નિવાસ કરતા હતા. કેટલાક કાલપર્યંત તેઓએ તપશ્ચર્યા કરીને વિવિધ પ્રકારની ભિન્ન ભિન્ન સિદ્ધિઓને પ્રાપ્ત થયા. પછી કેટલાક કાલસુધી એ સિદ્ધિઓના ઉત્તમ ઉપભોગપૂર્વક દીર્ઘ કાળના સેવેલા શ્રમને નિવૃત્ત કરતા ત્યાં રહ્યા. એમ કરતાં કોઇ એક સમયે કાલબલનો વિચાર કરી અધિક ઉચ્ચ પ્રકારના અનુપમ સુખાનુભવાર્થે તે સઘળા તપસ્વીઓએ ત્યાંથી નીકળી જવાનો નિશ્ચય કર્યો. પરંતુ ઘણા કાલપર્યંત ત્યાં સ્થિતિ કરેલી તેથી તે સ્થાનનો સર્વાંશે ત્યાગ કરવો એ જાણે તે ભૂમિકાને ન રુચતું હોય તેમ જણાયું. તેમ તેઓને પણ તે સ્થાને કંઇક સવિશેષ કરીને પછી જવું એ વિશેષ યોગ્ય લાગ્યું. ગમે તેવાને પણ દીર્ઘ કાલનો કોઇ પ્રાણીપદાર્થનો પરિચય ત્યજવો એ જરા કઠિનસરખું લાગે એ કોણ નથી જાણતું?

આ પછી તેઓએ વિચાર કર્યો કે ભવિષ્યની પ્રજાના

હિતને અર્થે કાંઇ પણ કરવું. છેવટે તેઓ એ નિશ્ચયઉપર આવ્યા કે આ પર્વતના અંતર્માં (અંદર) રહેલી વિવિધ ધાતુઓ છે તે સમગ્ર ધાતુઓને અમુક અમુક પ્રમાણમાં એકઠી કરીને તેની એક દિવ્યમૂર્તિ રચવી અને તે આ સિદ્ધાચલના ઉચ્ચ શૃંગઉપર સ્થાપવી. તે અત્યંત પ્રચંડ તથા અદ્દ્ભુત પ્રકારની હોઇ અમુક કાલપર્યંત તે સ્થિર રહે તેવી કરવી. આ પ્રકારે સર્વ સિદ્ધોએ નિશ્ચય કર્યો, અને શરીરમાં જે જે ધાતુઓ જેટલા જેટલા પ્રમાણમાં હોય છે, તેટલા તેટલા પ્રમાણપૂર્વક તે તે ધાતુઓનું મિશ્રણ કરવાનું ઠરાવી તદનુસાર એક દિવ્ય મૂર્તિ રચી. અને તે જોઇ સર્વ કોઇ અત્યંત પ્રસન્ન થયા. પરંતુ આ જડ મૂર્તિ માત્ર ઉભી કરીને ચાલ્યા જવું એ કંઇ તેમને યોગ્ય જણાયું નહિ. આથી તેઓએ તેમાં સંસ્કારપ્રતિષ્ઠા કરવાનો નિર્ણય કર્યો. અને તે પ્રમાણે નિર્ણય કરીને એક શુભ દિવસે તેમાં સંસ્કાર સ્થાપન કરવું ધાર્યું.

પછી પ્રત્યેક સિદ્ધો તથા તાપસોએ પોતપોતાના ઇષ્ટનું ત્યાં આવાહન કરવું ધાર્યું, અને સશરીર પ્રત્યક્ષ થવાને પ્રત્યેકે પોતાના ઇષ્ટને પ્રાર્થના કરી. જેમની પ્રાર્થના સિદ્ધ થયેલી છે એવા તે સિદ્ધો તથા તાપસોની તેમના ઇષ્ટે પ્રાર્થના સ્વીકારી. આ પછી તે સઘળાએ તે દિવસે એક દિવ્ય ઉત્સવ કરવાનો નિર્ણય કર્યો. સિદ્ધાચલના ઉચ્ચતમ શૃંગઉપર ના-

નાવિધ અલૌકિક રચના થવા લાગી. એકાંતસરખું અને અન્ય કોઇ ત્યાં ન આવી શકે એવું એક રમ્યસ્થાન તેને માટે નિર્ણય કરાયું. ત્યાં દિવ્ય મંડપો રચાવા માંડ્યા, અને પ્રત્યેક પોતાની સિદ્ધિના બલથી વિવિધ પ્રકારની અલૌકિકતા પ્રકટાવવા માંડી. પ્રત્યેક મહાપુરુષોએ, પોતાના ઇષ્ટને પ્રકટવા માટે જેવું હૃદય, મૂર્ધઆદિ સ્થાન દિવ્ય બનાવ્યું હતું, તેવું જ આ લૌકિક સ્થાન પણ અનુપમ દિવ્યતાયુક્ત કરવું ધાર્યું. કેમકે ત્યાં સર્વના શ્રી ઇષ્ટ વિરાજવાના હતા.

અહો ! જેમણે ઇષ્ટને પ્રત્યક્ષ કર્યા છે, જેમનાથી શ્રી ઇષ્ટ લેશ પણ ભિન્ન નથી એવો જેમણે અનુભવ કર્યો છે, અને જેમના તરફથી શ્રી ઇષ્ટ કોઇ પ્રકારના વિધિની અપેક્ષા રાખતા નથી, તેવા એ કૃતકૃત્ય મહાત્માઓએ પણ શ્રી ઇષ્ટનું આવાહન કરવામાં આવો અદ્ભુત વિધિ આદર્યો, તો ઇતર જનો એમ માને કે ' ઈશ્વર તો ભાવના ભુખ્યા છે, અને એમને માટે તો ફુલ નહિ ને ફુલની પાંખડી કરીએ તો એ ઘણું છે, એમને ક્યાં કશા વિધિની અપેક્ષા છે ' તો તે માત્ર તેમના અંતઃકરણની શઠતા નહિ તો અન્ય શું ? શ્રી ઇષ્ટની જ તે વિભૂતિ છે, તેમનો અંશ છે, અને તેથી જ્યાં શ્રી ઇષ્ટ છે ત્યાં દિવ્યતા હોવી એ શું અસ્વાભાવિક છે ? પ્રકાશ એ સૂર્યના અંશરૂપ છે, તેમ દિવ્યતા એ ઈશ્વરના અંશરૂપ છે. એ દિવ્યતાનો ઈશ્વરી અંશ સર્વમાં અર્પાયેલો છે, અને

સર્વકરતાં વિશેષ માનવ બુદ્ધિમાં તે સ્થપાયો છે. અને તેથી મનુષ્ય એ અંશવડે જ્યાં જેવા પ્રકારની દિવ્યતા પ્રકટાવવા ધારે તેવી પ્રકટાવી શકે છે. વિવિધ પદાર્થોના યોગ્ય ઉપયોગથી દિવ્યતા પ્રકટાવવામાં મનુષ્યબુદ્ધિની યોજનાની આવશ્યકતા છે. અને તે યોજકબુદ્ધિ જ્યારે તેમાં પ્રયોજાય છે, ત્યારે પદાર્થમાત્રની સ્વતંત્ર દિવ્યતા અને વિવિધ પદાર્થોને એકત્ર કરીને તેવડે પ્રકટતી સંયોગી દિવ્યતા એ ઉભય પ્રકટે છે. અને તેમ થતાં અલૌકિકતાનું ભાન થાય છે. એ અલૌકિકતા એ ઈશ્વરનું લક્ષણ છે—વિભૂતિ છે. અને તેથી સૂર્યની વિભૂતિ જે તેનાં રશ્મિ, તે જ્યાં સૂર્ય હોય છે ત્યાં હોય જ છે, તેમ ઈશ્વર અથવા ઈશ્વરસ્વરૂપ મહાપુરુષોની વિભૂતિરૂપ જે દિવ્યતા તે પણ જ્યાં તે હોય, જ્યાં તેમનું આવાહન થાય ત્યાં પ્રકટવી જ જોઇએ. ઈશ્વરની અલૌકિક વિભૂતિઓ તો તેમની સાથે જ રહે છે, અને લૌકિક વિભૂતિઓને તેમણે સઘળે વિસ્તારી દીધી છે. ત્યાંથી તેમને પ્રકટાવવી એ અધિકારિનું કર્તવ્ય છે.

એ લૌકિક દિવ્યતા પ્રકટાવવાનો જ્યારથી મનુષ્ય આરંભ કરે છે ત્યારથી તેની સમગ્ર વૃત્તિઓ ઇષ્ટના એક એક ગુણધર્મમાં પ્રવેશને પામતી જાય છે, અને ત્યાં સ્થિતિ કરી પછી આગળ બીજા અધિક ઉચ્ચ ગુણ ધર્મમાં પ્રવેશે છે. જેમ જગતઉપર સૂર્યનો પ્રકાશ ધીમે ધીમે પ્રકટે એ જ સર્વને

હિત કરનાર મનાયો છે, અને એકદમ મધ્યાહ્ન થાય અને એકદમ રાત્રિ થાય એ વ્યતિકર મનુષ્યશરીરનાં નેત્રાદિનાં તથા મગજના જ્ઞાનતંતુઓને માટે હાનિકારક છે, તેમ આપણી વૃત્તિમાં પણ ઇષ્ટનું ક્રમપૂર્વક સ્વરૂપ રચાય—ઈશ્વરના થોડા થોડા ગુણધર્મો ક્રમથી પ્રકટતા જાય તો તેને જ આપણાં આંતર કરણો ગ્રહણધારણ કરી શકે છે. સંયમની ક્રિયા કરનાર અધિકારીને શો અનુભવ થાય છે ? એ જ કે ઈશ્વરના એક એક લક્ષણનો ક્રમપૂર્વક સાક્ષાત્કાર થાય છે, અને તેમ થતાં તેનાં કરણો ધીમે ધીમે તે તે લક્ષણોને સમજતાં જાય છે. અને તેમ થતાં પરિણામે તે સાધકના હૃદયાદિ સ્થાનમાં ઇષ્ટનો સચ્ચિદાનંદરૂપે સાક્ષાત્કાર થાય છે. આ જ નિયમનો સ્થૂલ સૃષ્ટિમાં પણ ઉપયોગ કરવાનો છે. કેમકે તેમ કરવાથી ઇષ્ટના અધિક અને અધિક મહાન્ સ્વરૂપની ભાવના આપણામાં બંધાતી જાય છે. અને તેમ તેમ આપણાં કરણો ઇષ્ટના અત્યંત દિવ્ય સ્વરૂપને પ્રત્યક્ષ કરવાને યોગ્ય થઇ શકે છે. આપણું અંતઃકરણ ધીમે ધીમે વિશેષ શ્રદ્ધાને પ્રકટાવતું જાય છે, તથા ઇષ્ટની વિભૂતિઓનો ધીમે ધીમે અધિક પ્રમાણમાં સાક્ષાત્કાર કરતું જાય છે. 'આ દિવ્ય પદાર્થકરતાં પણ આપણા ઇષ્ટ અધિક દિવ્ય છે' એવું તેને દૃઢ અને દૃઢ ભાન થતું જાય છે. 'આ દિવ્ય રચનાકરતાં પણ આપણા ઇષ્ટ અધિક દિવ્ય છે, અને આ

સર્વ દિવ્યતા એ તેમનો જ પ્રકાશ છે '—જેમ પ્રાતઃકાલનો સૌમ્ય પ્રકાશ એ તે જ સૂર્યનો આધેનો અથવા આરંભક પ્રકાશ છે તેમ— એ આપણને વધારે નિશ્ચયપૂર્વક સમજાય છે, અને તેથી હ્રુદયવગેરે, તેના કરતાં અધિક દિવ્ય જે ઇષ્ટની અલૌકિક વિભૂતિ તેને ધારણ કરવા–તેને યથાર્થ રૂપે ઓળખવા–તેનું વાસ્તવ મૂલ્ય તથા સામર્થ્ય સમજવા–સમર્થ થાય છે. અને તેમ થતાં પછી ઇષ્ટની અલૌકિક સંપત્તિઓ પ્રકટે છે, અને પછી સાક્ષાત ઇષ્ટ પ્રકટે છે. આમ થાય છે તો જ મનુષ્ય તેને જોઇ જાણી અને સમજી શકે છે.

જેને એક પણ રૂપૈયો મળવો અસંભવિત છે, તેને એક કરોડ રૂપૈયા મળે છે તો તેનું ચિત્ત ખસી જાય છે, વખતે પ્રાણ પણ નીકળી જાય છે, એવા દૃષ્ટાંતો જગતમાં બને છે તેનું કારણ એ જ છે કે એક રૂપૈયો પણ જેને નથી મળતો તેનું અંતઃકરણ તેમ જ બીજાં સૂક્ષ્મ કરણો કરોડ રૂપયાના બળને ધારણ કરી શકવાના સામર્થ્યવાળાં નથી હોતાં. તે જ પ્રમાણે ઇષ્ટની અલૌકિક દિવ્યતા તત્કાળ કોઇની દૃષ્ટિએ આવે તો જેને તે ધારણ કરવાનું બળ નથી તેને તે લાભ ન જ કરે એ સ્વાભાવિક છે. અને તેથી તેવા પ્રસંગ બનતા જ નથી. સુદામાને અપૂર્વ સંપત્તિની પ્રાપ્તિ થઇ તે પૂર્વે શ્રી કૃષ્ણની અદ્દ્ભુત સંપત્તિનું તેને ભાન કરાવ્યું છે. તેને તેણે ધારણ કરી છે, અને પછી તેને પોતા-

નારૂપે તે સંપત્તિનું સ્વામિત્વ અપાયું છે. અને પછી તેને તેમાં કંઇ વિશેષ જણાયું નથી કેમકે ક્રમથી તે તેને પ્રાપ્ત થયું છે.

આથી જ્યારે મનુષ્ય લૌકિક દિવ્યતાને રચે છે એટલે અલૌકિક દિવ્યતાનું દર્શન કરવા તે અધિકારી થાય છે. અને તે પ્રાપ્ત થતાં એ સર્વનું મૂળ જે પરમ દિવ્ય વસ્તુ તેનો તેને સાક્ષાત્કાર થાય છે. ક્રમથી ચઢવાથી તે ઉત્તરોત્તર અધિક અધિક ઉચ્ચ પ્રાપ્ત થશે જ એવી શ્રદ્ધાને ધારણ કરતો જાય છે, અને તેમ થતાં તેનામાં વધારે દિવ્યતાનો અનુભવ કરવાનું બળ આવે છે. આથી લૌકિક દિવ્યતા એ ઇષ્ટને અર્થે નથી, પરંતુ જે અધિક દિવ્યતાનું આપણે દર્શન કરવું છે તે કરવાને માટે, જે બળની આપણે આવશ્યકતા છે તે બળ સિદ્ધ કરવા માટે જ તેની આવશ્યકતા છે. અને તેની સાથે જે દિવ્યતાથી લૌકિક વિભવોથી આપણે મોહ પામી જવાના સંભવવાળા છીએ તેમને એ ભાન તે કાલે અનાયાસ જાગ્રત્ રહે છે કે આ દિવ્યતા એ કાંઇ દિવ્યતાનો અવધિ નથી, પણ એ તો ક્ષુદ્ર છે. એના કરતાં ઇષ્ટની અલૌ-કિક વિભૂતિ એ ખરી દિવ્ય છે. આ વિચારથી તેની લૌકિક દિવ્યતામાં આસક્તિયુક્ત સ્થિતિ થઇ રહેતી નથી. અલૌકિક દિવ્યતા જોતાં પણ તેમજ થાય છે, કારણ કે તે જાણે છે કે આથી પણ દિવ્ય એવા ઇષ્ટ છે. આ પ્રમાણે મનુષ્ય જ્યારે સર્વ દિવ્યતાની મધ્યે ઇષ્ટને વિરાજિત જુએ છે, ત્યારે તેનો

લૌકિક કે અલૌકિક દિવ્યતાપ્રતિનો અહોભાવ શમી જાય છે. અને તેમ થતાં પછી તે ઇષ્ટના પરમ દિવ્ય સ્વરૂપને જોઇ જાણી શકે છે.

ભિક્ષુકના વેશમાં કે દરિદ્રીના વેશમાં કે એવા જ હલકા વેશમાં આવેલા ઈશ્વર કોઇને નથી ઓળખાયા–તેમના ભક્તો પણ ભ્રમમાં પડી ગયા છે, એનાં અનેક દૃષ્ટાંતો છે. તેનો હેતુ આ જ છે. ઇષ્ટને પરમ દિવ્ય માનનાર સાધક આવી હલકી સ્થિતિમાં ઇષ્ટને જોઇ શકવા–ઓળખી શકવા–એકાએક ઓળખી શકવા–સમર્થ ન હોય એ સ્વાભાવિક છે. અને તેથી ઘણા પ્રસંગે આંગણે આવેલા ઈશ્વર તે અધિકારીના ઓળખાયાવિના ચાલ્યા જાય છે. એ ભાન શાથી થતું નથી? કારણ કે તેણે ઈશ્વરને દિવ્ય ઐશ્વર્યમય માનેલા છે. અને તેથી તેનું અંતર્ આવી વિલક્ષણ વિભૂતિથી યુક્ત ઈશ્વરને જોવાને સમર્થ થયેલું હોતું નથી. આથી જેમણે ઇષ્ટના પૂર્ણ સ્વરૂપને સંપૂર્ણ અંશે જાણ્યું નથી ત્યાં સુધી તેના અંતઃકરણને અધિક શ્રદ્ધાયુક્ત કરવાને માટે બાહ્ય દિવ્યતાની અપેક્ષા છે. જ્યારે તે સર્વાંશે ઇષ્ટના સ્વરૂપને જાણે છે, ગમે તેમાં રહેલા ઇષ્ટતત્ત્વને તે જોઇને તેને ઇષ્ટરૂપ સમજી ઇષ્ટજેટલું સન્માન આપી, ઇષ્ટના એક પ્રતીકરૂપે યથાવત્ અનુભવે છે, ત્યારે પછી તેને બાહ્ય વિધિની અપેક્ષા રહેતી નથી, પરંતુ ત્યાં સુધી તો તેની આવશ્યકતાની અપેક્ષા છે.

જેમ એકદમ ઉચ્ચ સ્વરૂપમાં ઈશ્વરની તત્કાળ પ્રતીતિ થતી નથી, તેમ અત્યંત નિકૃષ્ટ સ્વરૂપમાં પણ તત્ક્ષણ ઈશ્વરની પ્રતીતિ થતી નથી. આરંભમાં જ તમે નિકૃષ્ટ પદાર્થમાં ઇષ્ટની ભાવના કરો, અને તમને લાગે છે કે તે યથાર્થવત્ થશે? કદાપિ નહિ. કેમકે તમારી મતિ એટલી સૂક્ષ્મ નથી કે તમે કોઇ તુચ્છ વસ્તુમાં અત્યંત ગુપ્તપણે રહેલા ઈશ્વરને જોઇ શકો. આરંભક અધિકારીનેમાટે તેથી જ તેવા કોઇ પદાર્થમાં ઇશ્વરની ભાવના કરવાનું શાસ્ત્ર કે સત્પુરુષ પ્રબોધતા નથી. એક ઉકરડાઉપર ઈશ્વર પોતાની વિભૂતિસહ વિરાજ્યા છે, એમ કોઇ તમને કહે, અને તે ઉકરડો બતાવે તો શું તમને એમ લાગે છે કે તમારી મતિ સંપૂર્ણ શ્રદ્ધાયુક્ત થઇને તે વાત નિઃશંકપણે અંગીકાર કરશે? નહિ જ. પરંતુ દિવ્ય વર્ણન કરીને કહેવામાં આવે કે આવા કૈલાસમાં શ્રી શંકર વિરાજે છે, આવા વિષ્ણુલોકમાં શ્રી વિષ્ણુ વિરાજે છે, તો તમારી મતિ મોટે ભાગે તે વાર્તા માનશે. કેમકે જ્યાં સારૂં હોય છે ત્યાં જ વધારે સારૂં આવે છે એ કુદરતી નિયમને અણુઅણુમાં તમે જાણતા હો છો.

તમારા મલિન હૃદયપ્રતિ તમે જુઓ છો ત્યારે શું તમને એમ લાગે છે કે આમાં પરમઐશ્વર્યસંપન્ન પરમાત્મા પ્રત્યક્ષ વિરાજિત છે? નહિ જ. અને તેમ છતાં કોણ ના કહી શકે એમ છે કે તેમાં તે પ્રભુ વિરાજિત નથી!

પરંતુ ભ્રાંતિ થવાનું, સત્ય પણ સત્સરૂપે ન ભાસવાનું, કારણ એ જ છે કે તેવા ઉપરથી ખરાબ જણાતા પદાર્થના ગર્ભભાગપર્યંત પહોંચી ત્યાં રહેલું જે ઉત્કૃષ્ટ છે તેને જોવાને તમારી મતિ અધિકારને પ્રાપ્ત, બલને પ્રાપ્ત કે સૂક્ષ્મતા પ્રાપ્ત નથી થઇ.

અને તેવી સૂક્ષ્મતા આરંભમાં કદી આવતી નથી. ઘણા કાલના અભ્યાસે તથા ઉત્તમમાં ઇષ્ટનું ભાન થતાં, પછી જ તે પ્રાપ્ત થાય છે. તે કાલે તેની દૃષ્ટિએ તત્ત્વવિના અન્ય કશું ન આવતું હોવાથી અને તત્ત્વમય મતિ થઇ હોવાથી જ્યાં તે જુએ છે ત્યાંથી તત્કાળ તે તત્ત્વને સ્પર્શી લે છે–પછી તે તત્ત્વ ભલે ગમે તેટલા ઉંડાણના ભાગમાં રહ્યું હોય, અથવા તેના ઉપર ગમે તેટલા જડતાના, મલિનતાના અવિદ્યાના સ્તર ( થર ) બાઝી ગયા હોય.

આથી આરંભક અધિકારિઓએ ઈશ્વરનું અનુધાન દિવ્યવિભૂતિયુક્ત કરવું એ તેના અધિક હિતને કરનાર તથા સશાસ્ત્ર અને સૂક્ષ્મ વિચારને અનુકૂલ મનાયું છે.

આ તથા આવા અનેક વિચારોને જાણનારા તે સિદ્ધો વગરેએ જે જે સિદ્ધિ જેને જેને પ્રાપ્ત હતી તે સર્વ સિદ્ધિને ત્યાં પ્રકટાવવા માંડી. અલ્પ કાળમાં પૂર્વે જ્યાં એકલી કુદરત વિહાર કરી રહી હતી ત્યાં તેની સાથે સિદ્ધોનાં દિવ્ય

સામર્થ્યો ભળ્યાં અને તેમ થતાં સુવર્ણ અને સુગંધસરખો યોગ જામ્યો.

કેટલાક મનુષ્યો સિદ્ધો, ઋષિઓ, મુનિઓ, તાપસો વગેરેને માટે એમ સમજે છે કે તેઓ લાંબી દાઢીવાળા અને તે પણ ઘણે ભાગે ધોળી, કપાળઉપર અને હાથ વગેરે ઉપર સારી પેઠે ભસ્મના લપરડા કરેલા, કપાળના આ ખૂણેથી પેલે ખૂણેસુધી ચંદનનાં ત્રિપુંડ તાણેલા, ગળામાં, કાંડાઉપર રુદ્રાક્ષની માળાના હારડા ને હારડા નાંખેલા તથા બાંધેલા, જૂનાં ખખ મૃગચર્મો કે વ્યાઘ્રચર્મોને બેસવાને માટે રાખેલા-એવા હોય છે. અને આનો પુરાવો હાલનાં નાટકો છે. નથી તેમણે શાસ્ત્રમાંથી જોયું કે નથી તેઓ ઉચ્ચ કલ્પના કરી શકતા, અને જેમ ફાવ્યું તેમ પહેરાવી નાટકમાં ઉતારે અને કોણ ? તો કહે **અત્રિ**, વસિષ્ઠ, દુર્વાસા, **માંડવ્ય**, કણ્વ, **વિશ્વામિત્ર**, કે યોગી. પૂર્વના ઋષિ મુનિઓનાં બાહ્ય સ્વરૂપને કેવળ કલંકિત કરનાર આ ક્રિયાપ્રતિ નથી કોઇ વિદ્વાન્ કે અવિદ્વાન દૃષ્ટિ પણ નાંખતું ! કંઇ કાળથી એ જ વેશ અને એ જ રૂપરંગથી ઋષિમુનિઓનાં 'ફાર્સ' કર્યાં જ જાય છે. નથી તેઓને ભૂલ સુધારવા માટે આંખ ઉઘડતી કે નથી ઋષિમુનિઓઉપર ભક્તિભાવ ધરનાર પ્રજાનો પુકાર થતો. આથી જણાય છે કે પ્રજાનો મોટો ભાગ, આવા વિલક્ષણ વેશ અને રૂપને ધારણ કરનારા જ પૂર્વના ઋષિ મુનિઓ હશે, એમ માનતો હોવો જોઇએ.

ચાર છેડે સુંદર પ્રકારે ધોતીયું ન પહેરાવતાં, ગામડાના રોંચા-જેવો કાછડો મરાવીને, ઘુંટણસુધી ઉઘાડા, અને ત્યાં પણ થોડી ભસ્મ ચોળેલા, નાટકમાં જે રદી કપડાં થયાં હોય તેની કફનીઓ બનાવીને તે પહેરેલા તેઓ 'સ્ટેજ' ઉપર નીકળી આવે છે, અને આર્યત્વના ભૂષણરૂપ ઋષિમુનિઓનાં બાહ્ય સ્વરૂપને કલંકિત કરે છે, અને આર્યત્વનું અભિમાન રાખનારી પ્રજા નિઃસંકોચપણે અને પ્રસન્ન ચિત્તથી જુએ છે! નાટકના એક મનુષ્યને આ લેખકે પૂછ્યું કે ' ઋષિ મુનિઓને, નારદસરખાને કાછડા શા માટે વળાવો છે? તો તેમણે કહ્યું, પાટલી પહેરેલા ધોતીયાથી તેમને નાચવું નથી ફાવતું! આ કારણમાટે આખા ઋષિ મુનિના વેશમાં ફેરબદલ! સારૂં છે કે ત્રણ હાથનો ખાદીનો કકડો તેમને નાચવામાં નડતો નથી, નહિ તો એ અડચણ દૂર કરવાને માટે એક સુરવાળ પણ પહેરાવે!

આવા વિચિત્ર વેશવાળા સિદ્ધાચલના પવિત્ર સિદ્ધો ન હતા. પ્રસંગે સુંદર વલ્કલ ધારણ કરતા તો પ્રસંગે રેશમી વસ્ત્રો પહેરતા, તો પ્રસંગે શ્વેત જ વસ્ત્રો ધારણ કરતા. પરંતુ તે પણ બહુ જ સુશોભિત તથા રમણીય રીતિથી. ઘુંટણ ઉઘાડાં દેખાય કે કાછડી મોટી રાખતાં પાટલીમાં ખૂટકો પડે અને પાટલી મોટી રાખતાં કાછડીમાં ટુંકું પડે, એવું ત્રણ હાથનું પંચીયું પહેરતા ન હતા. કંઠમાં પ્રસંગે રુદ્રાક્ષની માલા ધારણ કરતા તો પ્રસંગે હસ્તમાં માત્ર સ્મરણી જ રુદ્રાક્ષની રાખતા.

અત્યંત સાદો છતાં અપૂર્વ ગૌરવયુક્ત તે વેશ જણાતો. ભાલ ઉપર ભસ્મ પણ એવી દેખાતી કે જાણે તેમનું સુભાગ્ય ઉપર તરી આવ્યું હોય, અને જાણે તેની આકર્ષક રેખાઓ પડી રહી હોય. સ્વરૂપમાં પણ તેઓ અલૌકિક હતા. જેમને શારીરિક આરોગ્યના નિયમો અનાયાસ શ્રેષ્ઠ રીતે પળાતા, તથા જેના અંતઃકરણની દિવ્યતામાં તો કંઇ પૂછવાનું જ ન હતું —સૂર્ય ચંદ્રાદિક પણ તેની શુભ્રતા તથા પ્રભાની ઈર્ષ્યા કરી રહ્યા હતા તેવાનાં શરીર બેડોળ, કાળાં કે રીંછના જેવા વાળ ઉગેલા હોય એવાં શી રીતે થવાં સંભવે ?

વળી ત્યાંના સર્વે સિદ્ધો કંઇ બ્રહ્મચારી ન હતા. ગૃહસ્થધર્મી પણ હતા. અને તેઓ પોતાનાં અર્ધાંગનાસહિત ત્યાં નિવાસ કરતા હતા. તેઓ અદ્‌ભુત સભ્યતાવાળા તથા ગૌરવયુક્ત હતા.

બીજું પૂર્વના ઋષિમુનિ સિદ્ધોઆદિમાટે એમ કેટલાક માને છે કે તેઓ આખો દિવસ અને રાત ધ્યાન ધારણા ને સમાધિ જ કરે. કોઇ સાથે હસવું નહિ, બોલવું નહિ અને ઘુમરાયેલી આંખોસાથે ગંભીર વૈરાગ્યરાણા જેવું મોં રાખ્યા કરવું, અને માળાઓ ફેરવ્યા કરવી. પ્રસન્નચેતા ઋષિ મુનિઓમાટે આવું માનવું એ પણ અજ્ઞાનવિના બીજું કશું જ નથી. તેઓ સુનમુન કે ચુપચાપ જેવા સ્વભાવના હોવા સંભવતા નથી. તેઓનું મુખમંડલ અખંડ સસ્મિત

હોય છે, કેમકે તેમનું સમગ્ર ચિંતન અને દર્શન આનંદસ્વરૂપ પરમ તત્ત્વથી અનુસ્યુત હોય છે. અને તેથી પરમ પ્રસન્નતા, નેત્રમાં પ્રસાદમય અમૃતભાવ તથા વાણીમાં પ્રેમ, આનંદ અને મૃદુતા જ હોય છે. તેમના અણુઅણુમાં પ્રસન્નતા વ્યાપી રહેલી હોય છે. અને નિત્ય પરસ્પરમાં ઉત્કૃષ્ટ પ્રકારના આનંદને તેઓ સેવતા જ હોય છે.

આ સિદ્ધો આવા પરમપ્રસન્નતાયુક્ત હતા. એક બીજાસાથે વિનોદવાર્તા પણ કરતા, અને નારદસરખા સ્વભાવના, હાસ્ય પ્રકટે એવી નિર્દોષ ક્રિયાઓ પણ કરતા. સર્વમાં નિર્દોષતા એ તેમની પ્રત્યેક ક્રિયામાં પ્રધાન લક્ષ હતું. અને તેથી તેના સંરક્ષણપૂર્વક તથા તેમના મુખ્ય કર્તવ્યમાં કોઇ પણ અંશમાં વિક્ષેપક ન થાય એવી સૌમ્ય વિનોદજનક પ્રવૃત્તિઓ પણ તેઓ પરસ્પરમાં સેવતા. પરંતુ તેથી કદાપિ કોઇને ક્ષોભ થાય કે હૃદય વિંધાય કે મર્મબાણ જેવું લાગે એવું થતું ન હતું. પ્રત્યેક વિનોદ પ્રત્યેકની પ્રસન્નતામાં અધિક અને અધિક વૃદ્ધિ કરતો હતો. અને તેથી નિવૃત્તિના સમયમાં તેઓ બે ક્રિયા કરતા હતા. એક ઉપર કહ્યો તેવો નિર્દોષ વિનોદ, અને બીજી ક્રિયા તે સંગીત.

કોકિલાને હઠાવે અને ગાંધર્વોને પણ મોહ પમાડે તેવા ગાનથી પ્રસંગે તેઓ આખા સિદ્ધાચલને ગજાવી મૂકતા. અને તે કાલે ત્યાં વહેતો વાયુ પણ એ મધુર આલાપને

શ્રવણ કરવા સ્તંભી જતો, વૃક્ષો પણ પોતાના હલનચલનરૂપ વ્યાપારને છોડીને, જે કાલે શાંતરસનું ગાન થતું તે કાલે સ્થિર થઈને એ ગાનમાં તલ્લીન થઇ જતાં, અને ક્વચિત્ ઉત્સાહજનક રસની પ્રધાનતાનું ગાન થતું તો તેના શ્રવણથી —તેનાં આંદોલનથી—મસ્ત થઈ ડોલતાં અને નવીન જીવનરસને પ્રાપ્ત થતાં હોય તેમ જણાતાં. જે કાલે કોઇ કોઇ અત્યંત ભક્તિભાવયુક્ત ગાન કરતું તે કાલે ત્યાંના જડજંગમ સર્વ પદાર્થો જાણે ઇશ્વિરાભિમુખ થઇ ભક્તિમય થઇ જતા હોય એમ બનતું, અને જ્યારે કોઈ કોઇ સ્વરૂપાનભવની અદ્ભુત ખુમારીયુક્ત તેનાં અનુભવકથનનું ગાન કરતું ત્યારે અણુ-અણુ જાણે સ્વરૂપમાં તન્મય થઇ રહ્યું હોય એમ લાગતું; અને તેના અનુભવને લેતું જાણે પૂર્ણતૃપ્ત થઇ મસ્તસરખું બની રહ્યું હોય એમ જણાતું.

આ પ્રકારના તેઓ વિવિધ સદ્વ્યાપારને સેવતા તથા તેમાંથી ઉત્તમ લાભને ગ્રહણ કરતા હતા.

તેઓ સઘળાએ વિવિધ તૈયારીઓ કરવા માંડી. ઉત્સવને સર્વોત્કૃષ્ટ કરવો એવો નિશ્ચય તેઓએ કરેલો હોવાથી પ્રત્યેક ઉત્સાહપૂર્વક વિવિધ કર્તવ્યોને સિદ્ધ કરતા. એક વિશાલ તથા અત્યંત રમણીય એવો આવાહનમંડપ રચ્યો. તેમાં વિવિધ શોભાયુક્ત આસનો રચ્યાં, અને તેના ઉપર દેદીપ્યમાન છત્રો કર્યાં અને તે ઉપર એક એક રત્નકલશ

સ્થાપ્યો. સર્વ આસનો જૂદા જૂદા ઘાટનાં અને પ્રત્યેક ભિન્ન ભિન્ન, શોભાયુક્ત હોવાથી કયું આસન પસંદ કરવું એ દેવવર્ગ કે ઈશવર્ગને પણ ક્ષણભર વ્યામોહ પમાડે એવું હતું ! ત્યાં થયેલી અલૌકિક રચનાનું વર્ણન કરતાં તો ગ્રંથોને ગ્રંથો ભરાય તે છતાં છેવટે 'સંપૂર્ણ' ને બદલે 'અપૂર્ણ' જ લખવું પડે એવું હતું. તેથી વાચકની કલ્પનાને તે સોંપી અન્યપ્રતિ દૃષ્ટિ વાળીએ.

એક વિહારસ્થાન રચાયું હતું કે જેમાં એક મોહક ઉપવન બનાવ્યું હતું. સ્વર્ગના નંદનવનના વિહારી ઇન્દ્રદેવને પણ આ ઉપવનમાંથી પાછું જવું રુચે કે કેમ એ મોટી શંકા હતી. ત્યાં વિહારને અર્થે જેટલી ઉત્તમતા પ્રકટાવાય તેટલી પ્રકટાવી હતી.

ત્રીજું 'અમૃતાલય' રચવામાં આવ્યું હતું. ત્યાં દિવ્ય અમૃત તથા ભોજનની સામગ્રી રાખવામાં આવી હતી. એ સ્થાન સર્વથી રમણીય અને ચિત્તાકર્ષક હતું. આરંભમાં ત્યાં દીપકવિના સર્વ સ્થલે એક સરખો આસ્માની પ્રકાશ અદ્ભુત પ્રભાવાળો છવાઈ રહ્યો હતો. અને પછી ભિન્ન ભિન્ન પ્રકારના વર્ણો બદલાયા કરે એવી વ્યવસ્થા રાખી હતી.

આ વિના એક ચોથું સ્થાન એક સિદ્ધે સ્વતંત્રપણે

રચ્યું હતું; જેનું દ્વાર ક્યાં તે કોઇને સમજાય એમ ન હતું, અને તેથી જણાતું કે તે છેક છેવટ સુધી ગુપ્ત રાખવાનું હશે. વાચકો ! તમારી ત્યાં જવાની હિમત પહોંચે છે ! મેં તો મારી દૃષ્ટિ પંચમ સ્થાનઉપર જ વાળી છે.

અને તે સ્થાન એ હતું કે જ્યાં પેલી દિવ્યમૂર્તિની પ્રતિષ્ઠા કરવાની હતી. ત્યાં તેને અનુરૂપ વિવિધ યોજનાયુક્ત અનેક પદાર્થો સ્થાપવામાં આવ્યા હતા.

થોડો કાલ જતાં નિર્ણય કરેલો દિવસ આવ્યો, તે પૂર્વે સઘળી તૈયારીઓ થઇ ગઇ હતી. સર્વ સિદ્ધો પ્રાતઃકાલમાં રાત્રિના તૃતીય પ્રહરે ઉઠીને નિત્યકર્મને સાધી એક સ્થાને એકત્ર થયા. તેમની સાધ્વી ધર્મપત્નીઓ પણ સાથે એકત્ર થઇ. સર્વ વ્યવસ્થાસર સ્વસ્થાને બેસી ગયા. થોડી ક્ષણમાં અલૌકિક સૌમ્ય પ્રકાશથી તે સ્થાન છવાઇ રહ્યું. અને સહજ વાર થતાં દિવ્ય સુગંધથી તે સ્થાન મઘમઘી રહ્યું. આ પરિમલ (સુગંધ) કોઇ જાતના ધૂપનો કે પુષ્પનો ન હતો, પણ તેથી કોઇ ભિન્ન જાતનો હોઇ શ્વાસદ્વારા નાસિકામાં જતાં જ અંતરના રોમેરોમમાં જાણે કંઇ નવીન જીવનબલ સિંચન કરતો હોય તેવો હતો. તે એક જ પ્રકારનો ન હોતાં થોડી થોડી ક્ષણો વિવિધ પ્રકારની અદ્વિતીય સુવાસને પ્રસારતો હતો.

આમ થતાં સર્વ એકાગ્રચિત્ત થયા, ઇષ્ટમાં વૃત્તિ સ્થાપી, અને તેમનું આવાહન કરવા સઘળાએ 'આહ્વાન-ગાન' નો આરંભ કર્યો. આરંભમાં વાદ્યંત્રના અપૂર્વ સ્વર નીકળવા લાગ્યા, અને વાતાવરણમાં એકાએક ફેરફાર થયો. સંયમને પોષક વાતાવરણ રચાયું. તેની સાથે સઘળાએ પ્રાર્થનામય 'આહ્વાનગાન' નો પ્રારંભ કર્યો. આ ગાનના સ્વર એવા તો વિલક્ષણ જાતિના તથા મિશ્રણ કરેલા હતા કે જેનાં આંદોલનો એકાએક ગગનગામી થયાં. જોત જોતામાં સ્થૂલ વાતાવરણને ભેદી સૂક્ષ્મમાં, અને સૂક્ષ્મમાંથી સૂક્ષ્મતર તથા સૂક્ષ્મતમ પ્રદેશમાં પ્રવેશી ગયાં. અંડકટાહને ભેદીને ચાલ્યાં ગયાં. જ્યાં જ્યાં તે આંદોલનો પ્રસર્યાં ત્યાં સર્વ સ્થલે જાગૃતિજનક ઉત્સાહ પ્રકટતો જણાયો. પ્રત્યેકની ધ્યેયમૂર્તિઓ પ્રસન્ન થઇ ગઇ. અને પોતાનાં વાહનો તૈયાર કરાવ્યાં, અને અનુપમ વસ્ત્રાલંકાર યુક્ત થઇ જ્યાંથી તે આંદોલનો આવ્યાં હતાં તે પ્રતિ પ્રયાણ કરવાની તત્પરતા ધરવા લાગ્યા.

આ તરફ સિદ્ધાચલઉપર આહ્વાનગાન અધિક અને અધિક તન્મયતાપૂર્વક ચાલી રહ્યું છે. જેમ જેમ આગળ આગળ ગવાતું જાય છે, તેમ અધિક અધિક બલવાન્ અદ્ભુત વર્ણ અને અદ્ભુત તેજોમય આંદોલનો પ્રકટતાં જાય છે, અને દૃષ્ટિ નાંખતાં નાંખતાંમાં તો ગગનપાર ચાલ્યાં જાય છે. વાચક ! આપણને તે જોવાની દિવ્ય દૃષ્ટિ હોત તો કેવો

આનંદ થાત એનો વિચાર શું તમને આવે છે ? વિદ્યુતના વિવિધ આશ્ચર્યજનક ગતિવાળા પ્રવાહો પણ આ આંદોલનોઆગળ ક્ષુદ્રસરખા છે. તેમાં વિવિધ સમર્થ્યના અધિષ્ઠાતા પ્રત્યેક દેવોને જે જે વર્ણો પ્રિય છે તે તે વર્ણ–રંગ–વાળાં આંદોલનો તે તે દેવોપ્રતિ ગમન કરવા લાગ્યાં. કેવલ શુક્લવર્ણ તથા પ્રકાશવાળાં સૂક્ષ્મતમ આંદોલનો શ્રી શંકરસમીપ ગયાં, ઘનશ્યામ વર્ણનાં જીવનમય આંદોલનો તેને યુક્ત પ્રકાશસહિત વિષ્ણુલોકમાં પ્રવેશી શ્રીવિષ્ણુને આહ્વાનકારક ( આકર્ષણ કરીને બોલાવનાર ) થઇ રહ્યાં. શુદ્ધ પીતવર્ણનાં આંદોલનો સૂર્યલોકમાં પ્રવેશ્યાં, મૌક્તિકસમ વર્ણવાળાં આંદોલનો ચંદ્રલોકમાં, સહજ આરક્ત–ગુલાબી સરખાં–આંદોલનો ઈન્દ્રસમીપ, કંઇક શુભ્ર અને કંઇક પીત ( પીળો ) વર્ણથી મિશ્રિત વર્ણનાં આંદોલનો તેવા જ પ્રકાશસહિત બૃહસ્પતિનિકટ, રક્તવર્ણનાં મંગલલોકાધિપતિનિકટ, પારદર્શક નહિ એવા ઘેરા શ્વેત વર્ણનાં આંદોલનો શુક્રલોકમાં, વિશેષ રક્ત અને કંઇક–નહિવત્–શ્યામતા મિશ્રિત વર્ણનાં આંદોલનો બ્રહ્માસમીપ, ઇષન્નીલ ( ઝાંખો આસમાની ) વર્ણનાં ન્યાયમૂર્તિ ધર્મરાજાનિકટ અને એ પ્રમાણે વિવિધ વર્ણનાં આંદોલનોદ્વારા આ સિદ્ધોના સંકલ્પો પ્રયાણ કરવા લાગ્યા. કોઇ આંદોલનો વક્ર ગતિથી તો કોઇ વર્તુલથી તો કોઇ ચક્રાકારે તો કોઇ સીધાં તો કોઇ શનિના તારાની પેઠે

ઝણુક ઝણુક કરતાં તો કોઇ આકાશમાં પ્રતીત થતા ગંભીર ઘનની મદમાતી સૌમ્ય ગતિસરખાં તો કોઇ ક્ષણમાં સહસ્રાવધિ યોજનના અંતરને વટાવી જતાં તીવ્ર ગતિવાળાં–એમ વિવિધ ગતિવાળાં થતાં જ્યાં ત્યાં વહેતાં થયાં.

આહ્‌વાનગાન હજી ચાલતું જ હતું. તેની છેલ્લી લીટી પૂર્ણ થઇ નથી ત્યાં તો અત્યંત દૂરથી અત્યંત ગંભીરપણે જયનાદ થતો સંભળાયો. સિદ્ધાચલઉપર ગાન ચાલ્યા જ કરતું હતું. એક એક ક્ષણ વીતતી ગઇ તેમ તેમ તે જયનાદ નિકટ નિકટતર પ્રદેશમાંથી આવતો શ્રવણ થવા લાગ્યો. ઉપર નીચે સમસર્વત્ર આનંદ, આનંદ અને કેવલ આનંદ પ્રસરી રહ્યો હતો.

હજી વિવિધ વર્ણના–અનેક વર્ણથી મિશ્રિત થયેલાં નવીન આંદોલનો પ્રકટી ઉચ્ચ અને ઉચ્ચ પ્રદેશમાં ગતિ કર્યાં જ કરતાં હતાં. સહજ પીત, શ્વેત તથા પાટલ (ગુલાબી) વર્ણથી મિશ્રિત એવાં આંદોલનો સત્ય તત્ત્વપ્રતિ પ્રસર્યાં, નીલલોહિત (Violet) વર્ણનાં શ્રદ્ધાશક્તિ પ્રતિ, રૌપ્ય (ચાંદી) સરખાં તેજસ્વી ભગવતી ભક્તિપ્રતિ, ઘનારુણ (ઘેરો લાલ) વર્ણનાં અત્યંત તેજસ્વી અને ચેતનાત્મક આંદોલનો પ્રેમતત્ત્વને સ્પર્શવા ચાલતાં થયાં.

આ પ્રકારે સમસર્વત્ર પ્રત્યેક પ્રદેશને અનુકૂલ આંદોલનો તે પ્રદેશોપ્રતિ વહ્યાં કરતાં હતાં. અગમ્યસરખો અવ-

કાશ ( પોલાણ ) માંથી નીકળતો જયનાદનો ધ્વનિ ઘણો નિકટ આવ્યો. અને સહજ સમય ગયો નથી, અને આહ્વાનગાનનો છેલ્લો સ્વર હજી તો સંગાતાના કંઠમાં રહ્યો છે ત્યાં વિવિધ આશ્ચર્યજનક ગતિ તથા આકૃતિવાળાં વિમાનો સિદ્ધાચલપ્રતિ આકર્ષાયાં અને એ સ્વર પૂર્ણ થવાની સાથે–તેનો છેલ્લો સ્વર કે જે સ્થિતિના ભાવને પ્રકટાવનારો હતો–તેની છાયા વાતાવરણમાં પ્રસરતાં સર્વ વિમાનો પર્વત- ઉપર સ્તંભ્યાં.

સમગ્ર સિદ્ધો તથા સાધ્વીઓએ અપૂર્વ ઉલ્લાસપૂર્વક જયઘોષ કર્યો, અને ઉભાં થયાં. સર્વ દેવમંડલને પુષ્પ તથા નવીન ધાન્યથી વધાવી વિનયપુરઃસર નમન કર્યું. દેવોએ સિદ્ધોને પ્રસન્નતાસહ કુશલ પૂછતાં આલિંગન આપ્યાં. શક્તિઓએ સાધ્વીમંડલને પણ એ જ પ્રકારે અભિનંદન આપ્યું. સિદ્ધવર્ગે શક્તિઓને નમન કર્યું. અને એ વિધિ સમાપ્ત થતાં કેટલાક સિદ્ધોથી દર્શાવાતા માર્ગે, તેમના જયધ્વનિના આઘોષવચ્ચે દેવોએ ‘ આવાહનમંડપ ’ માં પ્રવેશ કર્યો. અવર્ણીય અલૌકિકતા નિહાળતું સમગ્ર દેવમંડલ અતીવ પ્રસન્નતા દર્શાવવા લાગ્યું, અને તેમાં પણ જ્યારે તેમણે આસનોની રચના જોઇ અને તેમાં પ્રત્યેકમાં અપૂર્વતા અને કોઈમાં કશી ન્યૂનાધિકતા ન જોઇ તથા ક્યાં પ્રથમ અને કયું અંતિમ સ્થાન એનો કશો નિર્ણય ન

જોયો ત્યારે એ રચનાથી સર્વ બહુ આનંદ પામ્યા. આનંદ-વાર્તા કરતા પ્રત્યેક ઇચ્છાનુસાર સ્થાને વિરાજિત થયા.

વ્યવસ્થાપૂર્વક સર્વ વિરાજિત થતાં કોઇ વિલક્ષણ સ્થાનોમાંથી એકાએક દીપકસરખા પ્રકાશ નીકળવા લાગ્યા. અને મંડપ વિવિધ રંગના પ્રકાશથી છવાઇ રહ્યો. તેમાં સવિશેષ અલૌકિકતા એ હતી કે જે દેવોએ જે વર્ણનાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં તેમના આસનની આસપાસના–તે આસનઉપર પ્રકાશ પાડનારા–સર્વ દીપકો એ જ વર્ણના પ્રકાશયુક્ત થયા હતા. અને તેથી અલૌકિક રમણીયતા અને પ્રત્યેકની અપૂર્વ શોભા પૃથક્પૃથક્પણે જણાઇ આવતી હતી. અને પ્રત્યેક એક બીજાની તેવી અપૂર્વતાયુક્ત સ્થિતિ જોઇ સાનંદઆશ્ચર્ય પ્રતીત કરાવવા લાગ્યાં.

એટલામાં સમગ્ર સિદ્ધો તથા સાધ્વીઓએ સમગ્ર દેવોના અનુગ્રહને ઇચ્છનારૂં એક 'કૃપાયાચક' ગાન ગાયું. અને તેથી પ્રત્યેક દેવમાંથી સહસા સર્વ સિદ્ધોપ્રતિ અનુગ્રહનો પ્રવાહ પ્રસરવા લાગ્યો કૃપાભાવમાંથી ઉદ્ભવતું પોષણ અર્પનાર તસ તામ્રસરખા પણ સૌમ્ય વર્ણનું એક અભ્ર સિદ્ધો તથા સાધ્વીઓના મસ્તકઉપર રચાતું ગયું અને ક્રમે ક્રમે નીચે નીચે ઉતરતું ઉતરતું સમગ્ર સિદ્ધો તથા સાધ્વીઓનાં તનુ ( શરીર ) માં પ્રવેશ પામી તેના અંતરતમ પ્રદેશપર્યંત પ્રસરી ગયું.

કાશ ( પોલાણ ) માંથી નીકળતો જયનાદનો ધ્વનિ ઘણો નિકટ આવ્યો. અને સહજ સમય ગયો નથી, અને આહ્વાનગાનનો છેલ્લો સ્વર હજી તો સંગાતાના કંઠમાં રહ્યો છે ત્યાં વિવિધ આશ્ચર્યજનક ગતિ તથા આકૃતિવાળાં વિમાનો સિદ્ધાચલપ્રતિ આકર્ષાયાં અને એ સ્વર પૂર્ણ થવાની સાથે–તેનો છેલ્લો સ્વર કે જે સ્થિતિના ભાવને પ્રકટાવનારો હતો–તેની છાયા વાતાવરણમાં પ્રસરતાં સર્વ વિમાનો પર્વત-ઉપર સ્તંભ્યાં.

સમગ્ર સિદ્ધો તથા સાધ્વીઓએ અપૂર્વ ઉલ્લાસપૂર્વક જયઘોષ કર્યો, અને ઉભાં થયાં. સર્વ દેવમંડલને પુષ્પ તથા નવીન ધાન્યથી વધાવી વિનયપુરઃસર નમન કર્યું. દેવોએ સિદ્ધોને પ્રસન્નતાસહ કુશલ પૂછતાં આલિંગન આપ્યાં. શક્તિઓએ સાધ્વીમંડલને પણ એ જ પ્રકારે અભિનંદન આપ્યું. સિદ્ધવર્ગે શક્તિઓને નમન કર્યું. અને એ વિધિ સમાપ્ત થતાં કેટલાક સિદ્ધોથી દર્શાવાતા માર્ગે, તેમના જયધ્વનિના આઘોષવચ્ચે દેવોએ ‘ આવાહનમંડપ ’ માં પ્રવેશ કર્યો. અવર્ણીય અલૌકિકતા નિહાળતું સમગ્ર દેવમંડલ અતીવ પ્રસન્નતા દર્શાવવા લાગ્યું, અને તેમાં પણ જ્યારે તેમણે આસનોની રચના જોઇ અને તેમાં પ્રત્યેકમાં અપૂર્વતા અને કોઇમાં કશી ન્યૂનાધિકતા ન જોઇ તથા કયાં પ્રથમ અને કયું અંતિમ સ્થાન એનો કશો નિર્ણય ન

જોયો ત્યારે એ રચનાથી સર્વ બહુ આનંદ પામ્યા. આનંદ-વાર્તા કરતા પ્રત્યેક ઇચ્છાનુસાર સ્થાને વિરાજિત થયા.

વ્યવસ્થાપૂર્વક સર્વ વિરાજિત થતાં કોઇ વિલક્ષણ સ્થાનોમાંથી એકાએક દીપકસરખા પ્રકાશ નીકળવા લાગ્યા. અને મંડપ વિવિધ રંગના પ્રકાશથી છવાઇ રહ્યો. તેમાં સવિશેષ અલોકિકતા એ હતી કે જે દેવોએ જે વર્ણનાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં તેમના આસનની આસપાસના–તે આસનઉપર પ્રકાશ પાડનારા–સર્વ દીપકો એ જ વર્ણના પ્રકાશયુક્ત થયા હતા. અને તેથી અલોકિક રમણીયતા અને પ્રત્યેકની અપૂર્વ શોભા પૃથક્પૃથક્પણે જણાઇ આવતી હતી. અને પ્રત્યેક એક બીજાની તેવી અપૂર્વતાયુક્ત સ્થિતિ જોઇ સાનંદઆશ્ચર્ય પ્રતીત કરાવવા લાગ્યાં.

એટલામાં સમગ્ર સિદ્ધો તથા સાધ્વીઓએ સમગ્ર દેવોના અનુગ્રહને ઇચ્છનારૂં એક 'કૃપાયાચક' ગાન ગાયું. અને તેથી પ્રત્યેક દેવમાંથી સહસા સર્વ સિદ્ધોપ્રતિ અનુગ્રહનો પ્રવાહ પ્રસરવા લાગ્યો કૃપાભાવમાંથી ઉદ્ભવતું પોષણ અર્પનાર તથે તામ્રસરખા પણ સૌમ્ય વર્ણનું એક અભ્ર સિદ્ધો તથા સાધ્વીઓના મસ્તકઉપર રચાતું ગયું અને ક્રમે ક્રમે નીચે નીચે ઉતરતું ઉતરતું સમગ્ર સિદ્ધો તથા સાધ્વીઓનાં તનુ ( શરીર ) માં પ્રવેશ પામી તેના અંતસ્તમ પ્રદેશપર્યંત પ્રસરી ગયું.

કૃપાયાચક ગાન પૂર્ણ થતાં પૂજનવિધિ આરંભાયો. યથાર્થ ભક્તિવડે સર્વ સિદ્ધો તથા સાધ્વીઓએ પ્રસન્ન વદને પ્રત્યેક દેવ તથા શક્તિનું પૂજન અર્ચન કર્યું, અને દિવ્ય માલાઓ સર્વના કંઠમાં આરોપાઇ. તેના સુવાસથી તે મંડપ સુગંધના કુંડરૂપ હોય તેમ લાગ્યું. પૂજનવિધિ સર્વાંશે પૂર્ણ થતાં સમગ્ર વર્ગ ત્યાંથી ઉઠ્યો.

પ્રાતઃકાલ થયો હતો. શીતલ સમીર (વાયુ) સર્વત્ર આનંદ તથા જીવનપ્રવાહને પ્રસરાવતો વહી રહ્યો હતો. 'દિવ્યમૂર્તિ' ની જ્યાં સંસ્કારપ્રતિષ્ઠા કરવાની હતી ત્યાં સર્વ દેવમંડલ આવ્યું., ત્યાંની સધળી રચના જોઇ સર્વને અલૌકિક આનંદ થયો. યોગ્ય વિધિપુર્વક તેની સિદ્ધાચલના ઉચ્ચતમ શૃંગઉપર સ્થાપના થઈ, અને તે કાળે સિદ્ધો તથા દેવવર્ગે જયઘોષ કર્યો.

ત્યાર પછી એક સિદ્ધેશ્વરને દેવવર્ગને ઉદ્દેશીને કહ્યું, હે સત્યસ્વરૂપની સત્ય વિભૂતિઓ ! આપને હું અનન્યભાવે પજું છું. આપના સંકલ્પરજ્જુપર નૃત્ય કરનાર અમે હવે આ સ્થાનનો પરિત્યાગ કરીએ છીએ. આપના સ્વરૂપનો અનુભવ પ્રાપ્ત થવામાં આ સ્થાન પણ અનેક નિમિત્તોમાંનું એક છે. અને તેથી તેનો પણ અમારા પ્રતિ ઉપકાર છે. આ ભૂમિકાને અમારૂં સ્મરણ રહે તથા આજપર્યંત તે જેવી ગૌરવયુક્ત રહી છે તેવું જ તેનું ગૌરવ અતઃપર (હવે પછી)

પણ રહ્યા કરે એ ઇચ્છાથી અમે આ દિવ્ય મૂર્તિને રચી છે, અને તે આપના વરદ હસ્તવડે પ્રસ્થાપિત થવા પામી છે. તથાપિ તે જડ મૂર્તિ અનેક કાલપર્યંત અત્ર સ્થિર રહે એટલા જ હેતુથી પ્રકટાવી નથી. પરંતુ તેની સાથે અમારો એ સંકલ્પ છે કે તે જે જગતના એક વિભાગરૂપ આ સ્થાનમાં અમે નિવાસ કર્યો છે, તે જગતના વાસ્તવ હિતમાં કોઇ પણ પ્રકારે ઉપયોગી થાય. આ નિમિત્ત અમારો એ સંકલ્પ છે કે કોઈ કાલે પણ આ પ્રતીક ( મૂર્તિ ) ને જોઇને કોઇ પુરુષના એવા સંસ્કાર ઉદયને પામે કે જે અત્યંત શ્રેષ્ઠ સામર્થ્યને પ્રાપ્ત કરી આ જગતના અનેક જનોને ઉત્તમ હિત અર્પે તથા કેટલાક સવિશેષ અધિકારિઓને આપનાં અલૌકિક સામર્થ્યોના ગુપ્ત રહસ્યોનું પ્રકાશન કરાવી તેમને નિર્વિશેષ સુખની પ્રર્યાપ્ત પ્રાપ્તિ કરાવે. આ હેતુને લઇ અમે આ પ્રતીક કે જે અદ્યાપિ જડસમાન છે, તેને તે જ રૂપે ન રાખતાં તેમાં અમારા સર્વના કોઈ સવિશેષ ગુણધર્મને આજે આપ સર્વદેવસમક્ષ અર્પવા ઇચ્છીએ છીએ. અને તે ગુણધર્મ અર્પવારૂપ સંસ્કારપ્રતિષ્ઠાને આપની કૃપાથી ફલવતી થવાની અભિલાષા સેવીએ છીએ.

સકલદેવવર્ગે જયઘોષ કર્યો. એટલે તે સિદ્ધેશ્વરે કહ્યું, પ્રભો ! આપ સર્વની સમક્ષ, હું તેનામાં દિવ્યતાનો અંશ સમર્પું છું.

દ્વિતીય સિદ્ધે કહ્યું, હું તેનામાં પ્રસન્નતાના સંસ્કારને સ્થાપું છું.

તૃતીય સિદ્ધે કહ્યું, હું તેનામાં પ્રેમના સંસ્કારનું પ્રસ્થાપન કરૂં છું.

ચતુર્થ સિદ્ધે કહ્યું, ઉગ્ર પુરુષાર્થ બલનું જોનારને ભાન થાય તેવા બલનો તેનામાં સંસ્કાર પ્રેરૂં છું.

પંચમ સિદ્ધે કહ્યું, દુર્બળતામાત્રને દૃષ્ટિમાત્રથી દૂર કરે એવો સંસ્કાર તેને પ્રાપ્ત થાઓ.

ષષ્ઠ સિદ્ધે કહ્યું, તેનામાં ભવ્યતા તથા પૂજ્યત્વનો ભાવ પ્રકટે તેવો સંસ્કાર હું અર્પું છું.

સપ્તમ સિદ્ધે કહ્યું, બુદ્ધિ તથા પ્રતિભાશક્તિનું આ પ્રતીકમાં જોનારને ભાન થાય એવા સંસ્કાર તેનામાં હું મૂકું છું.

અષ્ટમ સિદ્ધે કહ્યું, જીવન એ શી વસ્તુ છે એ ભાન પ્રતીકને જોનારમાં પ્રકટ થાય એ હેતુપૂર્વક તેનામાં અંતર્ગત જીવન પ્રકટવાનો સંસ્કાર હું તેને આપું છું.

નવમ સિદ્ધે કહ્યું, તેના નેત્રમાં માહાત્મ્યયુક્ત ખુમારી પ્રકટવાનો સંસ્કાર મારા તરફથી તેને પ્રાપ્ત થાઓ.

દશમ સિદ્ધે કહ્યું, આ પ્રતીકપ્રતિ દૃષ્ટિ સ્થાપનારમાં ઉત્સાહનો આવિર્ભાવ થાય એ અર્થે તે સંસ્કાર—સમન્વિત આ મૂર્તિને કરૂં છું.

એકાદશ સિદ્ધે કહ્યું, શુભમાત્રના સંસ્કારને એ જ ઉદ્દેશ પૂર્વક હું આ મૂર્તિમાં પ્રવેશાવું છું.

દ્વાદશ સિદ્ધે કહ્યું, ધૈર્ય, ઐશ્વર્યપૂર્વક નિરાધારતાના ભાનની નિવૃત્તિ થાઓ એ સંકલ્પપૂર્વક આ મૂર્તિને તે સંસ્કાર પ્રાપ્ત થાઓ.

ત્રયોદશ સિદ્ધે કહ્યું, તેના હૃદયમાં ગૂઢ જ્ઞાનરહસ્ય વ્યાપેલું છે એ જોનારને સમજાય તે અર્થે હું ઘટિત સંસ્કાર તેને આપું છું.

ચતુર્દશ સિદ્ધે કહ્યું, શ્રદ્ધા, ભક્તિ અને નિશ્ચયબલનો. સંસ્કાર મારા તરફથી તેને પ્રાપ્ત થજો.

પંચદશ સિદ્ધે કહ્યું. અવશિષ્ટ જે કંઇ તેને અગત્યનું છે તેના મારા સંકલ્પવડે તેનામાં સંસ્કાર દૃઢ થાઓ.

આમ થતાં સર્વ વર્ગે જય જયનો ઉચ્ચાર કર્યો.

એક સાધ્વીએ કહ્યું, તેનામાં આકર્ષક બળની સિદ્ધિ મારા સ્થાપિત સંસ્કારે કરીને થાઓ.

દ્વિતીય સાધ્વીએ કહ્યું, સ્ત્રીજાતિના અભ્યુદયની તીવ્ર ઇચ્છા તેનામાં મારા સંસ્કારવડે ઉદ્ભવો.

તૃતીય સાધ્વીએ કહ્યું, પુરુષના માનસ તથા આધ્યાત્મિક અભ્યુદયમાં સ્ત્રીજાતિ કેવા ઉપયોગની છે તથા તેમાં તેનો કેવા પ્રકારે ઉપયોગ કરી શકાય એ રહસ્યનું યોગ્ય કાલે પ્રકાશન કરવાનો આ મૂર્તિ જોનારમાં વેગ પ્રકટે એ

અર્થે તે નિમિત્તનો સંસ્કાર હું તેનામાં પ્રકટાવું છું.

ચતુર્થ સાધ્વીએ કહ્યું, અમૃતત્વ શું છે એ જ્ઞાનનો સંસ્કાર મારા સંકલ્પથી હે પ્રતીક ! તારામાં દઢ થજો.

પંચમ સાધ્વીએ કહ્યું, વિકાસ તથા અલૌકિક સામર્થ્યોનું મૂલ ક્યાં છે અને તેમાંથી તે કેવા પ્રકારે પ્રાપ્ત કરી શકાય તે કલાના જ્ઞાનસંસ્કાર તારામાં પડો.

ષષ્ઠ સાધ્વીએ કહ્યુ, વિશ્વના નિર્વાહમાં સંકલ્પશક્તિ કેવી ઉપયોગી છે તથા આ આંદોલનમય જગત્માં કેવા આંદોલનોવડે અધિક પ્રગતિ સિદ્ધ થાય તે વાર્તા અનુકૂલ સમયે પ્રકાશ પામવાને માટે આ મૂર્તિપાસે તેની કલાના સંસ્કારને ગ્રહણ કરાવું છું.

સપ્તમ સાધ્વીએ કહ્યું, દંપતીનો દિવ્ય સ્નેહ કેવા અલૌકિક હિતને કરનાર છે તથા કેવું અગમ્ય ફલ પ્રકટાવનાર છે, એ જ્ઞાનના સંસ્કારને એ મૂર્તિમાં પ્રેરૂં છું, તથા અંતમાં એ સંકલ્પ કરૂં છું કે જે કોઇ અધિકારી આ પ્રતીકને તેમાં પાડેલા આજના સંસ્કારસહિત જોઇજાણી શકે તેના ઉપર તેના સદ્ગુરુશ્રીની અપૂર્વ કૃપાનું વર્ષણ થાઓ.

પુનઃ જયઘોષનો ગંભીર તથા ઉત્સાહજનક નાદ થયો. પશ્ચાત્ શ્રી સદાશિવનો સૂચનથી શ્રી વિષ્ણુભગવાને આ પ્રકારે કહ્યું કે હે સિદ્ધો ! તમારા કૃતસંકલ્પોથી સમગ્ર દેવ-

વર્ગ સંતુષ્ટ થયો છે, એટલું જ નહિ, પરંતુ તે પણ તમારા સંકલ્પને સિદ્ધ થવાની સંપૂર્ણ અભિલાષા ધરે છે. તથા તેઓ પણ પોતાના કંઈ કંઇ અંશને આ પ્રતીકમાં સ્થાપે છે. અર્થાત્ **શ્રીઇન્દ્ર** તેના હસ્તમાં, **શ્રીસૂર્ય** તેના નેત્રમાં, **શ્રીચંદ્ર** તેના ભ્રમધ્યમાં, **શ્રીઅગ્નિ** તેની વાણીમાં **શ્રી સદાશિવ** તેના હૃદયે તથા હું તેની નાભિવિષેના સાગરમાં રહી વિવિધ બલને અર્પીશું તથા સાક્ષાત્ **શ્રીમહેશ્વર** ભગવાન તેના મૂર્ધસ્થાનમાં પોતાની **શ્રી** શક્તિસમેત વિરાજશે, તથા આપણા સર્વના સંકલ્પને બળ અર્પી જે મનુષ્ય આ મૂર્તિદ્વારા આ સર્વ બલને પ્રાપ્ત થશે, તેને તે પોતાના **શ્રીપદ**પ્રતિ નિત્ય આકર્ષશે.

**સિદ્ધેશ્વરો** ! આપના સંકલ્પવડે આ પ્રતીક આજ બલમાત્રને ધારણ કરનાર થાઓ. તે સાથે હું એક સવિશેષ સંકલ્પ, આપના સંકલ્પને બાધ ન આવે એ પ્રકારથી કરૂં છું કે યદ્યપિ આ પ્રતીકપ્રતિ દૃષ્ટિ સ્થાપનાર પ્રત્યેકના અંતરમાં તે કંઈક શુભને પ્રકટાવશે, પરંતુ તેનાં આ સમગ્ર આંતર બલ તેને જ પ્રાપ્ત થશે કે જે પોતાના ઉજ્જ્વલ સંસ્કારે કરી આ પ્રતીકમાં નિત્ય ચિત્તવાળો રહેશે, અને તે પુરુષ જેમ જેમ પ્રતીકમાં સ્થાપેલા વિવિધ સંસ્કારોને ઓળખતો જશે તેમ તેમ તે તેનામાં પ્રકાશને પામશે.

પુનઃ જયઘોષ થયો. અને તે નિમિત્તનો સર્વ વિધિ સમાપ્ત

થયો. પ્રસન્નતાથી સર્વ ઉઠ્યા, અને ગિરિના ઉન્નત ભાગમાં સર્વની રુચિઅનુસાર યથેચ્છ વિહાર કરવા લાગ્યા. પરસ્પરમાં અત્યંત આનંદવાર્તા તથા આનંદોત્સાહજનક સ્વતંત્ર પ્રવૃત્તિઓ ચાલી રહી. શક્તિઓ તથા દેવો અને સિદ્ધસમુદાય એકત્ર મળીને વિવિધ જાતિના આનંદ ઉપજાવવા લાગ્યો. દેવવર્ગનીસમક્ષ સિદ્ધો બાલક હોય એ પ્રકારે વિવિધ રમ્ય લીલા કરવા લાગ્યા તથા દેવ અને ઈશવર્ગ પણ તે પ્રતિ વાત્સલ્યભાવથી જોતો પ્રસન્નતા દર્શાવવા લાગ્યો. શક્તિઓ પણ સાધ્વીઓની આનંદજનક પ્રવૃત્તિથી પ્રસન્નતા પામવા લાગી. શક્તિઓ પોતાની મહત્તાના ભાવને છોડી સર્વસાથે અત્યંત પ્રેમપૂર્વક અભિન્નવત્ થઇ સાધ્વીઓસહ વિહાર કરવા લાગી.

આ પ્રકારે વિહારમાં કેટલો કાલ વ્યતીત થયો તે જણાયો પણ નહિ. પછી તેમાંથી નિવૃત્તિ પામી સર્વ કોઇ યથેચ્છ સ્થાને બેઠ્યાં અને વિવિધ રહસ્યમય અલૌકિક વાર્તાનો આરંભ થયો. પરંતુ તે વાર્તા વાણીવડે થતી ન હતી. પ્રત્યેક સંકલ્પને કરીને તેવડે સૂક્ષ્મ આંદોલનો પ્રસરાવીને વાર્તા કરવા લાગ્યા. વાતાવરણમાં વિવિધ પ્રકારના વર્ણો પ્રકટવા લાગ્યા, અને તે વિવિધ ગતિથી પ્રવાહરૂપે જ્યાં ત્યાં જવા લાગ્યા. તેમાં આશ્ચર્ય એ હતું કે જેમ માર્ગઉપરથી અનેક જાતિના મનુષ્યો એક બીજાને સ્પર્શ કર્યાવિના કે અથડાયાવિના ચાલ્યા જાય છે, તેમ તે વર્ણો ( રંગો ) પણ

વાતાવરણમાં એક બીજાની અત્યંત નિકટ આવવા છતાં પણ પરસ્પરમાં સ્પર્શને પામતાં ન હતાં. સામાન્ય સૂક્ષ્મ દ-ષ્ટિથી પણ તે પ્રતીત થાય એમ ન હતાં તો સ્થૂલ દષ્ટિને તો પ્રત્યક્ષ શી રીતે જ થાય ! આ પ્રકારે તેઓએ કેટલોક કાલ સાંકેતિક રહસ્યપ્રકાશનમાં ગાળ્યો. તેમાંથી નિવૃત્ત થતાં પ્રત્યેક અધિક આનંદમય અને અધિક પ્રૌઢસરખા જણાવા લાગ્યા.

પછી સિદ્ધાએ તે પર્વતમાં પ્રકટ થતા વિવિધ કંદ મૂલ તથા ફલ આણ્યાં તથા દેવાદિ વર્ગને ઉદ્દેશીને સિ-દ્ધેશ્વરે કહ્યું, પ્રભો ! અમૃતના આહારી આપને આ પદાર્થો અર્પણ કરવા એ રત્ન મૌક્તિકના અલંકારો ધરનારને કો-ડીયાંના અલંકારો અર્પવાતુલ્ય છે. કયાં અમૃતનો અનુપમ સ્વાદ અને કયાં આ કંદફલનો સ્વાદ ! પરંતુ જેમણે પૂર્વ-અવતારોમાં ( શબરીનાં ) બોર, ( વિદૂરની ) ભાજી, ( સુ-દામાનાં ) તાંદૂલ, આદિ જે ભાવથી ગ્રહણ કર્યાં છે તે જ ભાવપૂર્વક આજ આ પદાર્થોને ગ્રહણ કરવા કૃપા કરો તો તેમાં આશ્ચર્યસરખું કશું જ નથી. આમ કહી તેણે તથા સર્વ સિદ્ધાએ સ્મિતપૂર્વક સહજ સંકુચિત હૃદયે દેવવર્ગ-સમક્ષ તે પદાર્થો ધર્યા. શક્તિઓ તથા સમગ્ર દેવવર્ગે પ્ર-શંસાપૂર્વક ઇચ્છાનુસાર ગ્રહણ કર્યાં.

ત્યાર પછી થોડો કાળ વીત્યો એટલે એક નવીન અને

અત્યંત મહત્ત્વવાળા એવા એક કાર્યક્રમનો ઉપક્રમ અનાયાસે થયો. સિદ્ધોનો પરિશ્રમ જોઇ તથા સર્વ વ્યવસ્થા જોઈ અને વિશેષે કરીને તેઓના હૃદયનો ભાવ જોઇ સમગ્ર દેવવર્ગે **શ્રીમહેશ્વર** ભગવાનને પ્રાર્થના કરી કે ભગવન્ ! સર્વપ્રતિ કૃપા કરી કિંચિત્ કાલ પણ સર્વને ' જ્યોતિર્મયતા' નો અનુભવ કરાવવાની પ્રાર્થનાનો સ્વીકાર કરો. આપની કૃપારશ્મિ જેનાપ્રતિ છે, તેને તે અનુભવસુખ અપ્રાપ્ત છે, એમ નથી, તથાપિ આપના પ્રત્યક્ષ સાન્નિધ્યમાં પ્રભુના વરદ સંકલ્પવડે એક કાલે એ સુખનો લ્હાવ લે એવી સર્વની અભિલાષા છે અને તેને અંગીકાર કરવા આપ પ્રભુને નમ્ર વિજ્ઞપ્તિ છે.

**શ્રી મહેશ્વર**ભગવાનની અનુમતિસૂચક પ્રસન્નતા જોઇને સમગ્ર વર્ગે આનંદપૂર્વક જયઘોષ કર્યો.

**શ્રી મહેશ્વરભ**ગવાને અધિક પ્રસન્નતાપૂર્વક કહ્યું—તમારી વૃત્તિ છે તો સ્વસ્થ થાઓ, તથા અભિમુખતાને ધારણ કરીને એ સંકલ્પપૂર્વક તમારી સમગ્ર વૃત્તિઓને મહાકાશરૂપ અવકાશમાં સ્થાપો તથા નિઃસંકલ્પ સ્થિતિમય રહીને પછી જે કંઇ અનુભવ થાય તે જોણુ કરો. આરંભમાં તમારી ઇચ્છાનુસાર અનુભવ તમને પ્રતીત થશે અને પશ્ચાત્ મારૂં પ્રથમ ઈક્ષણ ( સંકલ્પ ) આ સર્ગનિસર્ગરૂપ વ્યાપારને જાગ્રત્ કરવા કેવા પ્રકારથી ક્રિયા કરે છે, અને

તેમ થતાં પરિણામે આ સમગ્ર સ્થૂલ એ આરંભક ઈક્ષણ-માંથી કેવી રીતે પ્રકટે છે, અને એ ઈક્ષણ વિવિધ પ્રદેશમાં ક્યાં ક્યાં કેવા કેવા વ્યાપાર કરે છે એ એક અદ્ભુતાને પણ તમે ત્યાં નિહાળશો, અને તેમ થતાં સમગ્ર વિશ્વના વ્યાપારની ઘટનાનો તમને હસ્તામલકવત્ અનુભવ થશે.

**શ્રી મહેશ્વરભ**ગવાનના આવા સવિશેષ અનુગ્રહને પ્રાપ્ત થવાથી તેઓ સર્વ અત્યંત આનંદમાં આવી ગયા. પછી પ્રત્યેક આસન રચીને નેત્ર મીંચીને પોતાની સમગ્ર વૃત્તિ-ઓનું આકર્ષણ કરીને તેમણે અનવધિ અવકાશમાં એકા-ગ્રતા સ્થાપી. જ્યાં કંઇ પણ રૂપ કે આકાર નથી એવા એ અવકાશમાં જે ક્ષણે તેઓ એકાગ્ર થયા કે તત્ક્ષણ એક દિવ્ય પ્રભામય જ્યોતિનો ઉદય થયેલો પ્રત્યક્ષ થયો. તેનો પ્રકાશ અત્યંત સૌમ્ય છતાં તિમિરમાત્રનો નાશ કરવાને સમર્થ હતો. કિંચિત્ કાલે તે દ્યુતિ સ્થિરવત્ પ્રતીત થઇ અને પછી, વસ્ત્રઉપર શાહીનો ડાઘો પડતાં જેમ તે ધીમે ધીમે ઓસરવા માંડે છે તેમ તે વિસ્તાર પામવા લાગી-તેની પ્રભા આજુબાજુ ઓસરવા લાગી. જેમ દરીયામાં ભરતી વખતે જોતજોતામાં પાણી ભરાઇ જાય છે, તેમ ધીમે ધીમે કરતાં સમગ્ર અવકાશમાં તે વ્યાપી ગઇ. જેમ દોરીના પિંડામાંથી દોરીનો તંતુ લાંબો અને લાંબો નીકળ્યો જાય, તેમ આ દ્યુતિની પ્રભા સર્વ અવકાશમાં વિસ્તાર પામતી ગઇ. અને

તેમ થતાં ઉપરનીચે આગળપાછળ ક્યાંહિ પણ તેનો અવધિ પ્રતીત થવા લાગ્યો નહિ. આમ થતાં સમગ્ર દેવોના અણુ-અણુમાં પણ તેનું જ ભાન થયું. જ્યોતિ—પ્રભાવિના કાંઇ જ નથી, એમ જણાતાં સર્વને જ્યોતિર્મયતાનું-જ્યોતિરૂપ સર્વ છે-એ પ્રકારનું ભાન થયું. આ ક્ષણે સર્વનો દ્રષ્ટા પોતાના દ્રષ્ટાપણાના ભાનને ભૂલી ગયો અને તદ્રૂપતા-તન્મયતાનો અનુભવ લેવા લાગ્યો. અને મીઠાની પુત્તલી સમુદ્રમાં ઉતરતાં જેમ પોતે જ ઓગળી જઇ સમુદ્રરૂપ થઇ રહે તેમ સર્વનું પૃથક્ અભિમાન આ પ્રભામાં વિલીન થઇ ગયું. સર્વ અંશથી જ્યોતિર્મયતાનો અનુભવ થવા લાગ્યો.

આમ કેટલોક કાલ અનુભવ લીધાપછી પુનઃ પાછી જે ક્રમથી તે પ્રભા વિસ્તારને પામી હતી તેમ સંકોચાવા લાગી, અને આરંભમાં અવકાશની મધ્યમાં જે રૂપે જણાઇ હતી તે જ રૂપે પ્રતીત થવા લાગી, અને પશ્ચાત્ પૂર્વવત્ કેવલ અવકાશની પ્રતીતિ થઇ.

થોડી ક્ષણપછી **શ્રી મહેશ્વરભગવાનના** સંકલ્પાનુસાર એ અવકાશ કોઇ દ્રવ્યથી ભરપૂર હોય એ પ્રકારે જણાયું. આકાશસરખા નહિવત્ ભૂરા વર્ણવાળું તે દ્રવ્ય હોય એમ પ્રતીત થયું. તે અનંત અને અપારસરખું જણાતું હતું. આને તેઓએ પ્રકૃતિદ્રવ્યરૂપે જાણ્યું. આ પ્રકારના દ્રવ્યને જોતા હતા એટલામાં તે દ્રવ્યના અત્યંત અંત્ય (છેડેના) ભાગમાં

કંઇક ક્ષોભની પ્રતીતિ થતી જણાઇ. અને તે પરમાત્માના આરંભક ઇક્ષણરૂપે જણાયું. એ થવાનીસાથે તત્કાળ તે પેલા વિશાલ દ્રવ્યમાં ભળવા લાગ્યું, અને જોતજોતામાં એ તમામ પ્રદેશમાં વ્યાપક થઇ રહ્યું. અને તે વ્યાપક થતાં જ જણાયું કે પૂર્વે જે એક પ્રકૃતિતત્ત્વ હતું ત્યાં હાલ તત્ત્વની વ્યાપકતા જણાઇ. પુરુષતત્ત્વ તથા પ્રકૃતિતત્ત્વ, આવાં બે તત્ત્વોથી મિશ્રિત એક એક અણુસરખો આકાર ત્યાં પ્રતીત થવા લાગ્યો.

અલ્પ કાલ પણ વ્યતીત થયો નહિ એટલામાં અર્થાત્ એ ઉભયનો સંયોગ થતાં જ તેમાં ચૈતન્યની પ્રતીતિ થવા લાગી. અને એ જ ચૈતન્યમય અણુઓ જૂદા જૂદા રૂપ આકાર, જાતિ આદિને ધારણ કરતા ગયાં. આ સર્વમાં પરમાત્માના આદિ ઇક્ષણની કેવી ક્રિયા થતી હતી, એ જ દર્શાવવાનો માત્ર સંકલ્પ હોવાથી ઇતર કશું ન જણાતાં કેવલ તે સંકલ્પની જ્યાં ત્યાં થતી અદ્દભુત પ્રકારની ગતિ જણાતી હતી. પરંતુ તે અતીવ આશ્ચર્યકારક હતી પ્રકૃતિતત્ત્વમાં એ સંકલ્પ કેવા પ્રકારે ગતિમાન્ થયો, તેમાં કેવી ક્રિયા થતાં અણુ રચાયાં અને તે અણુમાં કેવો વ્યાપાર પ્રકટતાં ભિન્ન ભિન્ન પ્રકારનાં શરીરો રચાયાં; અને આ સર્વ થવામાં પેલા પરમાત્માના ઇક્ષણે ક્યાં ક્યાં કેવા કેવા–અત્યંત સૂક્ષ્મરૂપે ફેરફાર કર્યા એ સર્વ જ્યારે ત્યાં યથાવત્ પ્રતીત

થયું ત્યારે સર્વ સમુદાય પરમઆશ્ચર્યપૂર્વક આનંદને પ્રાપ્ત થયો.

આ અનુભવ પૂર્ણ થતાં સર્વની વૃત્તિ પુનઃ જાગ્રત થઇ. જાગ્રત્ થવા પછી કેટલોક કાળ તો અનુભવેલા અદ્ભુત આશ્ચર્યનું ચિંતન કરતા તેઓ નિર્વ્યાપાર રહ્યા અને પછી ભગવાન્ **શ્રીમહેશ્વર**ને સકલ વર્ગે જયઘોષપૂર્વક પ્રણામ કર્યા.

જે અનુભવ તેમણે આ કાલે લીધો તેનાથી તેમનામાં કંઇ વિલક્ષણ બળ પ્રતીત થતું જણાયું અને સર્વને અપૂર્વ આનંદ ભાસવા લાગ્યો. તે થઇ રહ્યા પછી સિદ્ધોવડે રચાયેલા વિહારસ્થાનમાં સઘળાએ પ્રવેશ કર્યો. ત્યાંની રચના તથા મનોહરતા સર્વને અત્યંત પ્રિય લાગી. તેમાં સાયંકાલપર્યંત પ્રસન્નતાપૂર્વક વિવિધ પ્રકારનો વિહાર કર્યો.

સાયંકાલના અવધિએ તથા રાત્રિના આરંભસમયે સમગ્ર દેવોએ **શ્રીમહેશ્વર**નું સ્તવન કર્યું, તથા નિરંતર અધિકાધિક અનુગ્રહની યાચના કરી.

પછી સર્વ વર્ગે 'અમૃતાલય'માં પ્રવેશ કર્યો. આ સ્થાન અવર્ણનીય શોભાથી અલંકૃત હતું. ભિન્ન ભિન્ન વર્ણનો પ્રકાશ થોડે થોડે સમયે બદલાયા કરતો હતો. અનુપમ અલૌકિકતાથી પૂર્ણ આ સ્થાનને જોતાં દેવાદિકે સ્વર્ગના આનંદ તથા ભોગને તુચ્છ ગણ્યો. સર્વોત્કૃષ્ટ આસનો રચાયાં હતાં, મંદ મંદ સુગંધયુક્ત પરિમલ પ્રસરી રહ્યો હતો. સર્વ વર્ગ ત્યાં સુવ્યવસ્થિત રીતે વિરાજિત થયા પછી અમૃતપાન-

નો વિધિ ચાલ્યો. પ્રથમ ભૂલોકના અનેક સ્વાદિષ્ઠ પદાર્થો પણ સાધ્વીઓવડે સર્વને પ્રેમપૂર્વક અર્પવામાં આવ્યા. સિદ્ધોના ભાવને જોઇ જેનાં હૃદય આર્દ્ર થયાં હતાં તેવા સકલ દેવાદિક વર્ગે અત્યંત રુચિસહિત તથા વિવિધ આનંદવાર્તાપૂર્વક તેનો ઉપભોગ લીધો. તેઓ જે દિવ્ય આનંદપૂર્વક નૈવેદ્ય ગ્રહણ કરતા હતા તે ઉપરથી એમ જણાતું કે તેઓ વસ્તુતઃ આનંદનું જ ભોજન કરતાં હતાં. પ્રસન્નતાને પ્રકટાવનાર વિવિધ કથાઓને કહેતા, અત્યંત રમ્ય અને ઉચ્ચતમ છતાં અમાપ આનંદને પ્રકટાવે એવી કલ્પનાઓ કરતાં ઇચ્છાનુસાર આહારને ગ્રહણ કરી રહ્યા પછી સિદ્ધોવડે આવાહન કરાયલા અમૃતનું પાન કરવાનો વિધિ થયો. આ દિવ્ય પાનથી સર્વ વર્ગ 'અમર' સંજ્ઞાને સિદ્ધ કરતો અનુપમ લાવણ્યરૂપયુક્ત પ્રતીત થવા લાગ્યો.

આ વિધિ સમાપ્ત થતાં હવે એક જ વિધિ શેષ હતો, અને તે એક સિદ્ધે રચેલા તથા અદ્યાપિ, અપ્રકટ રાખેલા મંડપનું નિદર્શન. તે સ્થાનપ્રતિ જવાની સર્વને વિજ્ઞાપ્તિ કરવામાં આવી. માર્ગમાં ચાલતા ચાલતાં બૃહસ્પતિએ શુક્રને કહ્યું, અમૃતપાનના વિધિમાટે રાખવામાં આવેલો આ સમય બહુ રહસ્યસૂચક છે, અને તેમ કરવામાં સિદ્ધોએ અપૂર્વ માહાત્મ્યને પ્રકટ કર્યું છે. આ શ્રવણ કરી શુક્રે કહ્યું, અને તેથી જ સિદ્ધવર્ગ દેવ તથા દાનવને વંદ્ય ગણાવા યોગ્ય છે. અ-

ગમ્ય વસ્તુનું પ્રકાશન સિદ્ધોવડે જ થઇ શકે છે. દેવાદિક પ્રજા મુખ્યત્વે ઉપભોગઅર્થે જ હોય છે.

એટલામાં પેલા મંડપનિકટ તેઓ આવી પહોંચ્યા. આ મંડપનાં દ્વાર અદ્યાપિ બંધ હતાં, તે મંડપ તથા તેની ભીતરની રચનાને પ્રકટાવનાર એક સિદ્ધ હતો તે આપણે પૂર્વે જાણ્યું છે. એ સિદ્ધ સમગ્ર સિદ્ધવર્ગમાં 'બાલસિદ્ધ'ની સંજ્ઞાથી પ્રસિદ્ધ હતો. યદ્યપિ સામર્થ્યમાં તે કોઇથી ઉતરે તેવો ન હતો, પરંતુ વિનોદ તેને અત્યંત પ્રિય હતો, અને જ્યાં ત્યાં તે વિનોદ પ્રકટાવતો હોવાથી તેને સર્વ 'બાલસિદ્ધ' કહેતા અને એ નામ તેણે પોતે જ ધારણ કર્યું હતું. બાલસિદ્ધની આ ક્રિયા પણ અવશ્ય કંઇક વિનોદજનક હશે એમ સર્વ કોઇ ધારતા હતા. અને તેથી સર્વ તે જોવાને ઉત્સુક હતા. નિકટ આવતાં જ દ્વાર તત્કાલ ઉઘડી ગયાં, અને સમગ્ર વર્ગે અંદર પ્રવેશ કર્યો. અંદર જઇને જોયું તો ઉપરના ભાગમાં છતજેવું જે જણાયું તે અત્યંત સુંદર હતું. તે એક આકાશ હતું કે જેમાં વિવિધ તારાઓ, ગ્રહો વગેરે પ્રકાશી રહ્યાં હતાં. અને ચંદ્ર પણ પૂર્ણ ઉજ્જ્વલતાથી ખીલી રહ્યો હતો. આકાશગંગા પણ એક દિવ્યરેખારૂપે પ્રકાશી રહી હતી, ધ્રુવ, સપ્તર્ષિઆદિ તારાઓ પણ પ્રકાશી રહ્યા હતા. અને તેના જ પ્રકાશથી ત્યાં સઘળું પ્રકાશિત થઇ રહ્યું હતું. આ ઉપરથી જણાયું કે તે આ

પૃથ્વી લોકનું દશ્ય ( દેખાવ ) હતું. આસપાસ દૃષ્ટિ કરતાં બીજું કશું જણાતું ન હતું, પરંતુ માત્ર કેટલાંક ચિત્રો દૃષ્ટિગોચર થતાં હતાં. પરંતુ તે આચ્છાદિત હતાં.

આ વિલક્ષણ પ્રકારનો દેખાવ જોઇને સર્વ સાનંદાશ્ચર્ય પામવા લાગ્યા, તથા હાસ્યસહિત પ્રસન્નતા જણાવવા લાગ્યા. એટલામાં પેલા **બાલસિદ્ધે** **શ્રીવિષ્ણુ** ભગવાનને ઉદ્દેશીને કહ્યું, <u>પ્રભો</u>! આપે **શ્રીકૃષ્ણાવતારમાં** અપૂર્વ રહસ્યમય જે વચન ઉચ્ચાર્યું હતું કે **इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तंत इति धारयन्**–એ વચનનો હાલની સૃષ્ટિમાં અનેક મનુષ્યો કેવો ભાવ ગ્રહણ કરે છે, તેનું દિગ્દર્શન કરાવનાર આ ચિત્ર છે. એમ કહી તેણે તે ઉપરનું આચ્છાદન ખસેડી નાંખ્યું. તેમાં કેટલાક મનુષ્યોનાં માથાં હતાં. અને તેમના મગજમાં 'ઇન્દ્રિયો ઇન્દ્રિયના ગ્રાહ્યધર્મને અનુસરે જ, અને તેથી તેના ગમે તે વ્યાપારમાં આપણને પાપ નથી, અને તેથી જગત્ જેને દોષવાળી પ્રવૃત્તિ કહે છે એ તેમનું માનવું ભૂલભરેલું છે,' આવા જે વિચારો સ્ફુરતા અને વસ્તુતઃ પોતાની લાલસાને વશ વર્તી ગમે તે પ્રવૃત્તિ કરવી તેઓ ધારતા, એ તેમના સંકલ્પોથી સૂક્ષ્મમતિને તત્કાળ સમજાય એવા આંદોલનોની ગતિનાં તથા વર્ણો ( રંગો ) થી યુક્ત તે મસ્તકો હતાં. જે સર્વ દેવને જોવાની સાથે જ સ્પષ્ટ થયું. આ ચિત્ર બતાવતાં **બાલસિદ્ધે** કહ્યું, **પ્રભો**!

આવા દયાપાત્ર જનોઉપર આપનો સાચો અનુગ્રહ ક્યારે થશે?

**શ્રીવિષ્ણુ** ભગવાન્ મંદ સ્મિત કરતા મૌન રહ્યા, અને દેવો પણ એથી પ્રસન્ન થયા. ત્યાં **બાલસિદ્ધે** દ્વિતીય ચિત્રઆગળ આવીને **શ્રીશંકર** ભગવાનને લક્ષીને તેણે કહ્યું, **ભગવન્!** દિવ્ય અમૃત રચવાના અગમ્ય સંકેતયુક્ત વચનો જે આપ પ્રભુ જગજ્જનનિપ્રતિ વદેલા, તેનો આ સમયમાં કેવો અર્થ ગ્રહણ કરી જગત્‌નો મોટો ભાગ પ્રવૃત્તિ કરી રહ્યો છે તેનું આ દૃશ્ય છે. એમ કહી પટ ખસેડી નાંખ્યું. એક પુરુષ ગંધક તથા પારાના મિશ્રણને કરતો વિવિધ પ્રયોગો કરી રહ્યો હતો. વળી તે અમૃતરસ બનાવવામાં વનસ્પતિનો પણ ઉપયોગ કરવો પડે છે એવા વિચારનાં આંદોલનનાં ચિત્ર તેના મસ્તિષ્કમાંથી બહાર નીકળતાં દર્શાવ્યાં હતાં. વળી કલાઇ, સીસું આદિ ધાતુઓમાંથી પણ તે બનાવાય છે એવા વિચારનાં આંદોલનોનાં ચિત્ર પણ તેના મસ્તિષ્કની એક બાજુ ચિત્રિત હતાં. તથા આ અમૃતરસ સાક્ષાત **શ્રીશિવ પાર્વતીએ** કર્યો હતો અને તેના ઉપયોગવડે હવે ‘ આપણે પણ અજરામર થઇશું ’ એવા તેનામાંથી ઉઠતા વિચારનાં ચિત્ર પણ ત્યાં દર્શાવ્યાં હતાં. જોડે એક બીજા મનુષ્યનું ચિત્ર હતું. તેના હાથમાં ગંધકની અને પારાની કાજળીની એક મોટી પડીકી હતી. તે એમ માનતો હતો કે આનું સેવન કરવાથી તે ‘ દ્વિતીય શંકર ’ સરખો થઇ જશે. તેના

આ માનસ વિચારનાં આંદોલનો આસપાસ તેના યોગ્ય વર્ણ-થી ચિત્રેલાં હતાં, જેમાંથી ઉપરનો ભાવ સ્પષ્ટ થતો હતો. આ જોતાં શ્રી શંકરે માહેશ્વરીપ્રતિ દૃષ્ટિ વાળી, અને શંકરે મંદ સ્મિત કર્યું, તથા શક્તિને અધિક હાસ્ય પ્રકટયું. દેવવર્ગ પણ આ લીલા તથા વિપરીતાર્થ જોતો આનંદ પામવા લાગ્યો. બાલસિદ્ધે કહ્યું, હે શિવ ! આ સર્વ અજ્ઞ જનો આપની કરુણાના પાત્ર છે.

ત્યાં ત્રીજા ચિત્રપ્રતિ બાલસિદ્ધ ગયો. તે એક ભવ્ય મોટું ચિત્ર હતું. ત્યાં ઉભા રહીને વેદમય પુરુષને ઉદ્દેશીને કહ્યું, આપના અંશભુત તથા અતીવ ગૂઢ અને પરમ સત્યરૂપ જે વેદવચનો તેનો પૃથ્વીલોકમાં હાલ કેવો ઉપયોગ તથા અર્થ થાય છે, તેનું દિગ્દર્શન કરાવનાર આ ચિત્ર છે, એમ કહેતાં તેણે ઉપરના પટને દૂર કર્યું. તો કેટલાક પુરુષો એ વેદવચનોના રહસ્યને જાણવારૂપ સંયમને ન સેવતાં તર્કશક્તિની પ્રધાનતાપૂર્વક વિચારને પ્રેરતા જણાયા. અને તે પોતાના નિર્ણય કરેલા સિદ્ધાંતને એ વચન કેવી રીતે અનુકૂલ થાય તેનો માર્ગ ખોળતા જણાતા હતા. તેમાં એક ઈશ્વરની સિદ્ધિનું પ્રમાણ શોધતો તો અન્ય ઈશ્વરના નિષેધનું પ્રમાણ જોતો, એક પ્રતીકોપાસના (મૂર્તિપૂજા) ના સત્ય માટે પ્રમાણ ખોળતો તો અન્ય 'ઈશ્વરને પ્રતિમા જ નથી' એ ભાવના પ્રમાણને ગમે ત્યાંથી મારી મચડી બેસાડતો જોયો.

એક વેદ ઈશ્વરપ્રણીત છે તેનું પ્રમાણવચન જોતો હતો તો એક વેદ મનુષ્યપ્રણીત છે એવું પ્રમાણ શોધવાને અને કોઈ પણ વાક્યને તેને અનુરૂપ કરી લેવાને પોતાના તર્ક-સામર્થ્યને દોડાવી રહ્યો હતો. આ પ્રકારે વિવિધ મનુષ્યો કંઇ કંઈ પ્રયોગો વેદવચનઉપર કરી રહ્યા હતા તથા કંઈ મનસ્વી અર્થો તેમાંથી ઉપજાવતા હતા તેનું આદિ:લન-મય ચિત્ર હતું. તેની જોડે એક બીજું ચિત્ર હતું. તે દર્શાવતાં બાલસિદ્ધે કહ્યું, પ્રભો! આજકાલ પૃથ્વીલોકમાં કેટલાક એમ માની રહ્યા છે કે વેદમાં જે કંઇ જોઇએ તે છે અને તેથી વર્તમાન સમયમાં પૃથ્વીલોકની પશ્ચિમની પ્રજા જે વિવિધ કાર્યો કરી રહી છે કે જે આર્યપ્રજાને તેમના અધિકારાનુસાર આશ્ચર્યચકિત કરે છે, તે કાર્યો ' આપણા વેદમાં લખેલાં છે કે કેમ ' એ વિચારપૂર્વક અનેક મનુષ્યો તેનું વેદમાંથી સંશોધન કરવારૂપ જે હાસ્યજનક પ્રયાસ કરી રહ્યા છે, તેનું આ ચિત્ર છે. આ શ્રવણ કરી ચિત્રપ્રતિ જોતાં જણાયું કે કેટલાક મનુષ્યો આવા જ હેતુથી વેદપ્રતિ નિરીક્ષણ કરી રહ્યા હતા. અને ગમે ત્યાંથી જે કંઈ નવીન સરખું કે આશ્ચર્યસરખું જણાય, તો તેની સિદ્ધિ વેદવડે થયેલી છે કે કેમ, તે શોધવાને મથતા હતા. આ જોતાં સર્વને હાસ્ય પ્રકટયું. બાલસિદ્ધે કહ્યું, આ સર્વજનો પણ આપના વાસ્તવ અનુગ્રહને પાત્ર કરવા યોગ્ય છે.

ત્યાંથી આગળ ચાલતાં એક ચિત્ર ખુલ્લું કરતાં એમ જણાયું કે એક મનુષ્ય એમ વિચારે છે કે રસ ભરી ગાથાના રૂપમાં ગુંફન ( ગુંથેલા ) કરેલાં અનેક રહસ્યમય જે પુરાણ તે તો બ્રાહ્મણોની કલ્પનામાત્ર છે, અને તેવાં તો 'હું પણ લખી શકું' એમ વિચારી તે પુરાણોસદૃશ કથા લખવાનો હાસ્યજનક યત્ન કરી રહ્યો છે.

આગળ ચાલતાં બીજા એક ચિત્રમાં એવો ભાવ પ્રતીત થયો કે અનેક પ્રજ્ઞાવંત ગણાતા પુરુષોએ શાસ્ત્રનું સંદોહન કરી, મનુષ્યના અભ્યુદય તથા નિઃશ્રેયસમાં સમર્થ વિઘ્ન કરનાર પ્રેમ છે અને તેનું ઉત્પત્તિસ્થાન સ્ત્રીજાતિ જ છે એમ નિર્ણય કરી તેના ત્યાગનો અને સ્ત્રીજાતિની અધમતાનો બોધ જ્યાં ત્યાં પ્રતિપાદન કરી રહ્યા હતા. આ ચિત્ર બતાવતાં બાલસિદ્ધ જરા મુખ મલકાવતાં સર્વ શક્તિઓને લક્ષીને કહ્યું, ભગવતી! આ સર્વ શું આપની પ્રતિસ્પર્ધાને પાત્ર નથી? આ શ્રવણ કરતાં સર્વ શક્તિઓને વિનોદ પ્રાપ્ત થયો.

ત્યાંથી આગળ ચાલતાં બાલસિદ્ધે એક ચિત્ર ઉઘાડતાં કેટલાક બોલ્યા, અરે! આ વિલક્ષણ જાતિનાં ચિત્રો કોનાં છે? એક ચિત્રમાં વાંકડી અણીયાળી મુછો, પાન ચાવવાથી થયેલા લાલ હોઠ, વિકારભાવથી ભરેલાં નેત્રો, અને

ગોળ મટોળ ઘડા જેવું માથાવાળું મુખ હતું. આ દર્શાવતાં સહજ હસવાના ભાવયુક્ત મુખવડે બાલસિદ્ધે મહાદેવને કહ્યું, હે ત્રિલોકમોહન! પૃથ્વીલોકમાં મનાતું આપ મનોહર સ્વરૂપનું તે છાયાચિત્ર ( છબી ) છે. આ શ્રવણ કરતાં શ્રી લક્ષ્મીઆદિ વિવિધ શક્તિઓ પાર્વતીપ્રતિ કટાક્ષદૃષ્ટિ કરતાં હસી પડી. શ્રી મહાદેવે પણ પ્રસન્નતા દર્શાવી. બીજું ચિત્ર શાહીજેવા કાળા વર્ણનું હતું. તેની નાસિકા વગેરેના ભાવો લેશ પણ સ્પષ્ટ થતા ન હતા. શાહીનો એક ગોળ કાળો ડાઘો પડ્યો હોય તેમાં અને આ મુખમાં કશો ભેદ ન હતો. ગોળ ચકરડા સરખાં કંઇ જ ઘાટ વિનાનાં બે ફટારેલી દૃષ્ટિવાળાં નેત્રો હતાં. શ્રી વિષ્ણુ ભગવાનને આ દર્શાવતાં સ્મિતવદનથી બાલસિદ્ધે કહ્યું, હે કોટિકામ! સુરમુનિમનરંજન! આપ પ્રભુના ઉપાસકોવડે આપના જે સ્વરૂપનું પૃથ્વીલોકમાં ધ્યાન ધરાય છે તે આપનું આ ઘનશ્યામ પ્રતીક ( મૂર્તિ ) છે. આ કહેવાની સાથે શક્તિસમુદાયમાં અટ્ટ હાસ્ય છૂટયું. સર્વની દૃષ્ટિ શ્રી લક્ષ્મીપ્રતિ છૂપી રીતે વળી હતી. તેમણે મંદ સ્મિત કરતાં શ્રી વિષ્ણુને કહ્યું, આપના આવા દિવ્ય સ્વરૂપની ભાવના કરનારપ્રતિ આપ અમારાકરતાં પણ અધિક પ્રીતિયુક્ત દૃષ્ટિથી જોઇ નિત્ય પ્રસન્ન રહો એમાં શું આશ્ચર્ય છે!

ત્યાર પછી બાલસિદ્ધે એક નવું ચિત્ર ઉઘાડ્યું જે

જોતાં દેવોએ પૂછ્યું, કાષ્ઠના થડસરખું આ શું છે? બ્રાહ્મસિદ્ધે કહ્યું, વર્તમાન સમયમાં પૃથ્વીતલમાં કુશલ ગણાતા ચિત્રકારોમાંના એકે કાઢેલા એક ઋષિના ચિત્રનો નમુનો છે. આ ચિત્ર ત્યાં સર્વની અત્યંત પ્રશંસાને પાત્ર મનાયું છે, ઋષીશ્વરો! આપને આવા સ્વરૂપે કલ્પનાર અજ્ઞ જીવો પ્રતિ આપના વાસ્તવ દિવ્ય સ્વરૂપનું તેમને યથાવત્ ભાન થાય, તેવી કોઇ સવિશેષ દયા કરવા આપ સમર્થ દયાળુ ક્યારે અનુગ્રહ કરશો?

આ પછી એક નવીન ચિત્રને ઉઘાડતાં કહ્યું, આપ પ્રભુના સૂક્ષ્માત્સૂક્ષ્મ સામર્થ્યને ન જાણનાર અજ્ઞસરખા મનુષ્યો જે નાસ્તિકતાને ધારણ કરી રહ્યા છે તેવા એક પુરુષનું આ મસ્તક છે. એ આપ પ્રભુને જ્યાં ત્યાંથી દેશનીકાલ કરવાનો અશ્રાંત પરિશ્રમ કરી રહ્યા છે! તેવા જનસમુદાય પ્રતિ આપ પ્રભુ તેમને સુબુદ્ધિ પ્રાપ્ત થાય એ અર્થે અપૂર્વ કૃપા કરો એ યાચના છે. તે ચિત્રમાં ચિત્રેલા પુરુષને ઈશ્વરની અસિદ્ધિના જે વિચારો પ્રકટતા તે વિચારોનાં આંદોલનો તેના મગજની આસપાસ ચિત્રિત કરવામાં આવ્યા હતાં. અને તેથી તેના વિચારનું યથાવત્ સ્વરૂપ એ આંદોલનોની ગતિના ભાન કરાવનાર ચિત્રથી સર્વને સ્પષ્ટ થયું. તેની માનસિક શક્તિઓ કેવા કેવા વ્યાપાર કરી રહી હતી, તે પણ ત્યાં ચિત્રિત કર્યું હતું. કઈ કઈ માનસ શક્તિઓ ( Faculties ), કેવી

ક્રિયાઓ થતાં આવા નાસ્તિકતાના સિદ્ધાંતને ધારણ કરતી હતી તેનું સ્વરૂપ પણ સાં ચીતર્યું હતું. અને તેમ થવાથી-અંતઃકરણમાં કેવા ભાવો ઉત્પન્ન થાય છે, તથા આરંભમાં કેવા ભાવો પ્રકટતાં નાસ્તિકતાનો ઉદય થાય છે, એ વગેરે સર્વ તેમાં સ્પષ્ટ હતું.

શ્રી શંકર ભગવાને તેના મસ્તિષ્કની એક શક્તિપ્રતિ લક્ષ કરાવતાં કહ્યું, જે મનુષ્ય પોતાના જ દીર્ઘ વિચારોએ કરીને નાસ્તિક બને છે, તે મનુષ્ય જો યોગ્ય શ્રેણીમાં આગળ અને આગળ વૃદ્ધિ પામતો જાય છે, તો તેનામાં આ એક સત્યને જાણવાની શક્તિનો વિકાસ થાય છે, અને જે ક્ષણે તે યોગ્ય રૂપમાં વિકાસને પામે છે તે કાલે તે મનુષ્ય દૃઢ આસ્તિક થાય છે. અવશ્ય, તેનો એ ક્રમ બહુ વિપરીત છે, તથાપિ સત્યનો આધાર મનુષ્યમાત્રને પરિણામે ઈશ્વરની સિદ્ધિનો જ નિર્ણય કરાવે છે. ઇતર પ્રતિકૂલ ભાવોમાં ન બંધાતાં જે શુદ્ધ ભાવપૂર્વક અને તેને જે સત્ય પ્રતીત થતું હોય તે માનવું, પછી તે કોઇ હેતુથી એક ક્ષણ પછી તે માનેલું ફેરવવાનું કારણ મળતાં ફેરવવું પડે તો સત્યના નિદર્શનને અર્થે તત્કાળ જ જે પોતાના દુરાગ્રહમાત્રને ત્યજી ફેરવવા શક્તિમાન્ હોય છે, એ પ્રકારની શક્તિનું વિનયન જેને દૃઢપણે પ્રાપ્ત છે, તે મનુષ્ય અવશ્ય આસ્તિક થયા વિના રહેતો જ નથી. આ એક જ દ્વાર તેને

પરમહિતપ્રતિ લઈ જવામાં સાહાય્ય અર્પનાર છે. તે જેનું બંધ છે, તેની કૂપમાં પડેલા અંધ અને અપંગસરખા મનુષ્યજેવી સ્થિતિ છે:

આ પછી એક છેલ્લું ચિત્ર ઉઘાડતાં બ્રહ્માને ઉદ્દેશીને કહ્યું, ભગવન્! ભૂતલના એક કવિવરે જેનામાં કંઈ ફેરફાર થવો એ આપવડે પણ અસંભવસરખું છે, એવી જે કલ્પના કરી છે, તેનું નિદર્શન કરાવનાર આ એક અલ્પજ્ઞાનથી દુર્વિદગ્ધ પુરુષનું ચિત્ર છે. એમ કહી તેણે ચિત્રઉપરના પટને દૂર કર્યું. કોઇ પણ દૃઢ નિશ્ચયને ન ધરનાર અને તેમ છતાં પોતાને સર્વજ્ઞતુલ્ય માનનાર મનુષ્યના મનમાં તથા મગજમાં કેવા ગોટાળા વળે છે, અને તેના વિવિધ બળનો કેવો નાશ થાય છે એ સર્વ ત્યાં ચિત્રિત કર્યું હતું. તે અવ્યસ્થિતપણાની મૂર્તિરૂપ જણાતું હતું અને આ અવ્યવસ્થામાં જે એક ક્ષણે ઈશ્વરપ્રતિ પૂર્ણ શ્રદ્ધાથી જુએ અને દ્વિતીય ક્ષણે ઈશ્વરને અને તેને સ્વપ્નમાં પણ સંબંધ ન હોય એવા પ્રકારનું ચિંતન આદિ કરે, એમ તેની વિવિધ છગડગવાળી સ્થિતિનું ભાન કરાવતું તે ચિત્ર સર્વને આકર્ષક તથા આહ્લાદક લાગ્યું.

આ પ્રકારે ચિત્રોવડે સર્વને વિવિધ આનંદ આપી તે ક્રિયા પૂર્ણ થતાં સર્વ દેવોએ બાલસિદ્ધપ્રતિ પોતાની પ્રસન્નતા દર્શાવી. પછી તેણે એ જ મંડપમાં મધ્યે દિવ્ય આસનોની

પંક્તિ રચી હતી તેઉપર સર્વને વિરાજવાને પ્રાર્થના કરી. પ્રસન્નતાપૂર્વક સર્વ વિરાજ્યા.

પછી સર્વને સાષ્ટાંગ કરી તે બાલસિદ્ધ નમ્રભાવથી હસ્ત જોડી આ પ્રકારે કહેવા લાગ્યો. દયાના નિઃસીમ મહોદધિ ! આપ સર્વજ્ઞપ્રતિ આ અજ્ઞથી ધારણ કરાયેલી ધૃષ્ટતા માટે પ્રભો ! ક્ષમા કરશો. લોકાનયમ છે કે બાલકની સામાન્ય રમતમાં પણ પિતા રસપૂર્વક ભળી તેને લાડ લડાવે છે, તો આપ સમર્થ પિતા હું રંકપ્રતિ એ ન્યાયે વર્તો એમાં શું આશ્ચર્ય ! પ્રભો ! આપની વિભૂતિરૂપ ગણાતું જગત્ અને તેમાં પણ આપના સાક્ષાત્ અંશરૂપ મનાતા મનુષ્યો આપના વાસ્તવ સ્વરૂપને ઓળખવા તથા પરિણામે અનુભવવા આપકૃપાવડે સમર્થ થાય એ હેતુની સિદ્ધિઅર્થે મારી આ રમતપ્રતિ આપની અનુગ્રહદૃષ્ટિથી હું કૃતાર્થ છું. પ્રભો ! પુનઃ ક્ષમાની પ્રાર્થના કરૂં છું.

**શ્રી મહેશ્વર ભગવાન્** પ્રસન્ન ચિત્તવડે વદ્યા કે પ્રિય પુત્ર ! તમારી આ સત્કૃતિથી આ સમગ્ર દેવ તથા ઈશવર્ગ લેશ પણ અપ્રસન્ન નથી, તથાપિ હુંસહિત સર્વ પ્રસન્ન છીએ. તમારી આ શુભ કૃતિએ સર્વને આનંદ જ આપ્યો છે. અને આનંદ, દિવ્ય આનંદ એ જ જેનું સર્વસ્વ છે એવો આ સકલ વર્ગ તેથી સંતુષ્ટ છે. અને એ સર્વના સંતોષના પ્રત્યક્ષ નિદર્શનઅર્થે સર્વની ઇચ્છાને અધીન

વર્તી હું તમને ઇષ્ટાર્થસિદ્ધિ આપવા તત્પર છું, તો બોલો તમારી શી ઇચ્છા છે ?

સમગ્ર વર્ગે અત્યંત ઉત્સાહપૂર્વક જયઘોષ કર્યો. શ્રી મહેશ્વરના આવા સાક્ષાત્ અનુગ્રહથી, ભક્તિથી ભરાયું છે હૃદય જેનું એવા તે બ્રાહ્મસિદ્ધે કહ્યું, પરમાત્મન્ ! આપના સાક્ષાત્ દર્શનરૂપ સર્વસ્વ અર્પ્યાં પછી હવે ઇતરની અભિલાષા પૂછી પ્રભો ! આ બાલકનું હાસ્ય ન કરશો. હવે શી ઈપ્સા હોય ? અમારા સર્વપ્રતિ આપનો નિઃસીમ અનુગ્રહ પ્રવર્તાવો એ પ્રકારનું કથન પણ મને સંકોચ પમાડનાર છે. સૂર્ય ભગવાનને કહું કે આપે સર્વને પ્રકાશ આપવો, મરુત્ દેવને પ્રાર્થના કરૂં કે આપે સર્વને વાયુ આપવો, તો શું એ નિષ્પ્રયોજનસરખું નથી ? એ એમનો સ્વભાવ જ છે, અને તેથી માગો કે ન માગો તોપણ આપ્યા કરે છે. તદ્વત્ આપ પ્રભુ જે કંઇ જોઇએ તે સર્વને અર્પો છો. એથી હવે મારે શું અપ્રાપ્ય શોધી કહાડવું તે મને સમજાતું નથી. આપના નિઃસીમ અનુગ્રહવડે ઉચ્ચારાયલા વરદ સંકલ્પરૂપ વચનનું મારે કેવી રીતે પાલન કરવું એ મને દુષ્કરસરખું ભાસે છે, તોપણ દાતા જ્યારે દેવાને તત્પર છે ત્યારે જેણે મૂળથી જ યાચકધર્મ સ્વીકાર્યો છે એવા યાચકે તે જે કંઇ આપે તેનો સ્વીકાર કરવો યોગ્ય હોવાથી હે દાતાના દાતા ! આપની ઇચ્છાનુસાર અર્પો. તથા જો મારી જ સ્વતંત્ર યાચનાની અપેક્ષા છે તો

આપ પ્રભુવડે આ ભૂતલનાં પ્રાણીઓ પોતાની શીઘ્ર ઉન્નતિને સાધે એ વર અર્પો.

**શ્રી મહેશ્વરે** અધિક પ્રસન્ન થતાં કહ્યું, વત્સ ! તારી એ શુભેચ્છા તો યથાક્રમ સિદ્ધ થયા કરે છે. ઇતર કોઇ સવિશેષ ઇચ્છા પ્રતીત થાય તો વિદિત કર.

હસ્ત જોડીને **બાલસિદ્ધે** કહ્યું, આ ક્ષણે એક સવિશેષ ઇચ્છા એ પ્રકટતી જણાય છે કે આપ પ્રભુસહવર્તમાન આ સમગ્ર દેવવર્ગસહિત થોડો કાળ પણ સાથે રહી આજસરખા અપૂર્વાનંદાનુભવનો ઉપભોગ કરવો. ઇચ્છાના યોગ્ય અયોગ્ય સ્વરૂપને જોવા જાણવા આપ સમર્થ છો.

**શ્રીમહેશ્વર** આનંદની પ્રતીતિ કરાવતા વદ્યા કે, તથાસ્તુ. તારી તેમ જ સર્વ સિદ્ધોની સમગ્ર ઇચ્છાઓને સિદ્ધ કરનાર એક સંકલ્પ પ્રેરૂં છું કે એક કાલે આ ભૂલોકમાં, તેં આજે જે જે ન્યૂનતા દર્શાવી તેના નિવારણઅર્થે તથા તેઓના સવિશેષ હિતને અર્થે ત્યાંના નિયમને અનુસાર ધર્મયુક્ત સર્ગનું પ્રાકટ્ય થાઓ. આ તારી ઇચ્છાનુસાર વરદવચન સિદ્ધ થશે. સર્વ દેવવર્ગ તથા સિદ્ધોએ જયજયનો ઉચ્ચાર કર્યો.

આ પ્રકારે કહીને પછી સમગ્ર સિદ્ધોને ઉદ્દેશીને **શ્રી મહેશ્વર** પુનઃ વદ્યા કે, હે પરમ ભક્તો ! તમારા આતિથ્યથી સર્વ સુપ્રસન્ન થયા છીએ. તમે તમારા સર્વ હિતને સિદ્ધ કરશો એ નિઃસંશય છે. અને તેથી તમારે અર્થે કાંઇ પણ

વરદવચન ઉચ્ચારવું એ વસ્તુતઃ નિષ્પ્રયોજન છે. પરંતુ આજે તમે સર્વ પ્રકારની ભક્તિયુક્ત જે કાર્ય કર્યું છે, તેથી પ્રસન્ન થઈ એ વરવચન ઉચ્ચારૂં છું કે જે દિવ્યમૂર્તિનું તમે આજે સ્થાપન કરી તેમાં સંસ્કારપ્રતિષ્ઠા કરી છે તે દિવ્યમૂર્તિને અનુરૂપ અવતાર મનુષ્યસૃષ્ટિમાં આ ભૂતલ-ઉપર થશે, અને તે કાલના સંધિમાં જ પૂર્વોક્ત વરવચન-ની પણ ફલસિદ્ધિ પ્રકૃતિના નિયમાનુસાર થશે. તમે સર્વ પ્રસન્નતાને પામો.

આટલું વદી મૌન ધરવાની સાથે સર્વ વર્ગે અપૂર્વ આલ્હાદજનક દિગંતપ્રસારક જયધ્વનિ કર્યો. સમગ્ર સિદ્ધો-એ શ્રી મહેશ્વર સહવર્તમાન સર્વનું ઉત્તર પૂજન કર્યું, અને ગદ્‌ગદિત હૃદયથી આનંદાશ્રુપૂર્વક સર્વ સિદ્ધોએ ઇતર સકલ વર્ગની સ્તુતિ કરી.

આ પ્રકારે ક્રમની સંપૂર્ણ નિવૃત્તિ થતાં શ્રી મહેશ્વર ભગવાન્ શક્તિસમેત અંતર્હિત થયા. પશ્ચાત્ ઈશવર્ગ પણ અંતર્ધાન પામ્યો, અને દેવવર્ગ પણ સિદ્ધોના સર્વ કાર્યની એક સ્વરે પ્રશંસા કરતો તથા તેમના સામર્થ્ય અને તેમના પ્રતિના શ્રી મહેશ્વરના નિઃસીમ અનુગ્રહને જોઇ તેઓના ભાગ્યની સ્તુતિ કરતો તેમને વંદન કરીને વિમાનમાં સ્થિત થતો જોતજોતામાં અદૃશ્ય થઈ ગયો.

પશ્ચાત્ સિદ્ધોએ પેલી દિવ્યમૂર્તિ નિકટ આવીને જોયું

તો જણાયું કે સર્વ સંસ્કારયુક્ત તે મૂર્તિ અત્યંત તેજ-સ્વી તથા અતીવ આકર્ષક જણાતી હતી. આ પ્રકારે તેને જોતાં પોતાના અર્થમાત્રની સિદ્ધિ થયેલી જણાઇ. પછી પ્રસન્ન થતા તેમણે રચેલી દિવ્યતાને સંકલ્પમાત્રથી અદૃશ્ય કરતા તેઓ પણ તે સિદ્ધાચલઉપરથી નીકળી ગયા.

આ સ્થળે વાચકોએ લક્ષમાં રાખવું જોઇએ કે દેવ-વર્ગ કે ઈશવર્ગવડે એવો કોઇ સંકલ્પ નહોતો થયો કે ભ-વિષ્યમાં તેમના અંશાવતારરૂપે કે કલાવતારરૂપે કાંઇ સવિશે-ષપણે કોઇ મનુષ્યવ્યક્તિ પ્રકટે. પરંતુ સિદ્ધવર્ગની ઇચ્છાનુસાર જે જે સંસ્કારો દિવ્યમૂર્તિમાં સ્થાપન કરવામાં આવ્યા હતા, તે સંસ્કારોને ગ્રહણધારણ કરનાર કોઇ પણ વ્યક્તિ પ્રકટ થાઓ એટલો માત્ર સામાન્ય સંકલ્પ જ તેઓવડે કરાયો હતો.

ઉપરની વિસ્તૃત કથાનો માતાએ હીનબંધુ સમજે એવો સામાન્ય ભાવ તેને કહ્યો. તેમાં વિશેષ કરીને તેણે એ જણાવ્યું કે એ દિવ્યમૂર્તિમાં ઘણા ગુણો અને ઘણું સામ-ર્થ્ય છે, તે જે યત્ન કરે છે તે મેળવી શકે છે. હીનબંધુએ લક્ષપૂર્વક બધી વાત શ્રવણ કરી, અને તેથી આનંદમાં આવી ગયો.

ઉપરની પૂર્વથી કથન કરાતી આવતી વાર્તાના કંઇક કંઇક સંસ્કાર ત્યાંની પ્રજાના અનેક નાના મોટા મનુષ્યોમાં પડતા હતા. અને તેથી તેઓ એમ માનતા કે કોઇ દિવસ દિવ્યમૂર્તિજેવો એક પુરુષ આવશે. કોઇ એમ માનતા કે એવા શક્તિવાળો કોઇ બાલક જન્મ પામશે કે જેનું મુખ આ દિવ્યમૂર્તિસરખું હશે, અને તે તેના સમયમાં એક સમર્થ અને અદ્વિતીય પુરુષરૂપે મનાશે.

અનેક મનુષ્યો કંઇ કાળથી આ વાર્તાને શ્રદ્ધાપૂર્વક સાચી માનતા હતા, પરંતુ તેમના દેહ પડવા છતાં તેઓએ તેવા કોઇ મનુષ્યને જોયો ન હતો. કોઇ પ્રવાસી આવે તેમને કેટલાક પૂછતા, અને તેઓએ પણ તેવા કોઇ પુરુષને જોયો હોય એમ દર્શાવતા ન હતા. આજ પર્યંત તેવા મનુષ્યની આશાને ધરતા અનેક મનુષ્યો વિદ્યમાન હતા. પરંતુ તેમને પણ તેવા પુરુષની ક્યાંહિ પ્રતીતિ થતી ન હતી. અને તેથી કેટલાક તો તેને કપોલકલ્પિત વાર્તારૂપે માનતા થયા હતા. અદ્યાપિ તેવો કોઇ પુરુષ કોઇની દૃષ્ટિએ આવ્યો ન હતો, એ વાર્તા સત્ય હતી.

તો જણાયું કે સર્વ સંસ્કારયુક્ત તે મૂર્તિ અત્યંત તેજ-સ્વી તથા અતીવ આકર્ષક જણાતી હતી. આ પ્રકારે તેને જોતાં પોતાના અર્થમાત્રની સિદ્ધિ થયેલી જણાઇ. પછી પ્રસન્ન થતા તેમણે રચેલી દિવ્યતાને સંકલ્પમાત્રથી અદશ્ય કરતા તેઓ પણ તે સિદ્ધાચલઉપરથી નીકળી ગયા.

આ સ્થળે વાચકોએ લક્ષમાં રાખવું જોઇએ કે દેવ-વર્ગ કે ઇશવર્ગવડે એવો કોઇ સંકલ્પ નહોતો થયો કે ભ-વિષ્યમાં તેમના અંશાવતારરૂપે કે કલાવતારરૂપે કાંઇ સવિશે-ષપણે કોઇ મનુષ્યવ્યક્તિ પ્રકટે. પરંતુ સિદ્ધવર્ગની ઇચ્છાનુસાર જે જે સંસ્કારો દિવ્યમૂર્તિમાં સ્થાપન કરવામાં આવ્યા હતા, તે સંસ્કારોને ગ્રહણધારણ કરનાર કોઇ પણ વ્યક્તિ પ્રકટ થાઓ એટલો માત્ર સામાન્ય સંકલ્પ જ તેઓવડે કરાયો હતો.

ઉપરની વિસ્તૃત કથાનો માતાએ હીનબંધુ સમજે એવો સામાન્ય ભાવ તેને કહ્યો. તેમાં વિશેષ કરીને તેણે એ જણાવ્યું કે એ દિવ્યમૂર્તિમાં ઘણા ગુણો અને ઘણું સામર્થ્ય છે, તે જે યત્ન કરે છે તે મેળવી શકે છે. હીનબંધુએ લક્ષપૂર્વક બધી વાત શ્રવણ કરી, અને તેથી આનંદમાં આવી ગયો.

ઉપરની પૂર્વથી કથન કરાતી આવતી વાર્તાના કંઇક કંઇક સંસ્કાર ત્યાંની પ્રજાના અનેક નાના મોટા મનુષ્યોમાં પડતા હતા. અને તેથી તેઓ એમ માનતા કે કોઇ દિવસ દિવ્યમૂર્તિજેવો એક પુરુષ આવશે. કોઇ એમ માનતા કે એવી શક્તિવાળો કોઇ બાલક જન્મ પામશે કે જેનું મુખ આ દિવ્યમૂર્તિસરખું હશે, અને તે તેના સમયમાં એક સમર્થ અને અદ્વિતીય પુરુષરૂપે મનાશે.

અનેક મનુષ્યો કંઇ કાળથી આ વાર્તાને શ્રદ્ધાપૂર્વક સાચી માનતા હતા, પરંતુ તેમના દેહ પડવા છતાં તેઓએ તેવા કોઇ મનુષ્યને જોયો ન હતો. કોઇ પ્રવાસી આવે તેમને કેટલાક પૂછતા, અને તેઓએ પણ તેવા કોઇ પુરુષને જોયો હોય એમ દર્શાવતા ન હતા. આજ પર્યંત તેવા મનુષ્યની આશાને ધરતા અનેક મનુષ્યો વિદ્યમાન હતા. પરંતુ તેમને પણ તેવા પુરુષની ક્યાંહિ પ્રતીતિ થતી ન હતી. અને તેથી કેટલાક તો તેને કપોલકલ્પિત વાર્તારૂપે માનતા થયા હતા. અદ્યાપિ તેવો કોઇ પુરુષ કોઇની દૃષ્ટિએ આવ્યો ન હતો, એ વાર્તા સત્ય હતી.

તે બાલક આવેશમાં આવી જઈ બોલ્યો, મા! મને એમ મન થાય છે કે એવો માણસ આવે ત્યાં સુધી હું જીવું તો કેવું સારૂં! મને લાગે છે કે તેને જોતા લગી હું જરૂર જીવીશ, નહિ મા!

માતા સુવિચારવાળી, બાલકઉપર પ્રીતિવાળી તથા શ્રદ્ધાવાળી હતી, અને તેથી તેને, પોતાના બાલકની ઉછરતી આશાને દબાવી દેવી એ યોગ્ય લાગ્યું નહિ. બાલક અને નાનો છોડ એ બે સમાન છે, તેને જો બાલપણમાં કચરી કે દબાવી નાંખવામાં આવે છે, તો ભવિષ્યમાં તેમને મોટા થવાનો સમય આવતો નથી. આથી તેણે કહ્યું, તું એવા માણસને જોવા પામે એવું હું ઇચ્છુ છું.

બાલક પ્રસન્ન થયો. સમય જવા લાગ્યો, પણ બાલક દિવ્યમૂર્તિની તેની માતાએ કહેલી વાતને કદાપિ ભૂલ્યો નહિ. તેને તે વારંવાર યાદ આવતી અને જ્યારે જ્યારે તેની દષ્ટિ એ મૂર્તિપ્રતિ જતી ત્યારે તો તેને ખાસ તે સઘળું સ્મરણમાં આવતું. અને હરતાં, ફરતાં, રમતાં, તેને ઘડીએ ઘડીએ તે દિવ્યમૂર્તિપ્રતિ જોવાનો તો સિદ્ધસ્વભાવસરખો અભ્યાસ પડી ગયો હતો. જ્યાં તેનો જન્મ થયો હતો એ જ ગૃહમાં તે અદ્યાપિ ઉછર્યો હતો, અને મોટો થતો જતો હતો. માતાને તે બને તેટલો ઉપયોગી થવાને તે તેના નાના સરખા હાથવડે અને વિશાળ એવા તેના પ્રેમાળ હૃદયવડે બને તેટલો યત્ન કરતો હતો.

આ પ્રમાણે તેની સુખમય છતાં વિચારગ્રસ્ત બાલ્યાવસ્થાથી તે મોટો થવા લાગ્યો. દિવસે દિવસે તે નમ્ર, શાંત, વિચારશીલ તથા કોઈને કોઈ પ્રકારની હાનિ કરવી એ મહા દોષ છે એમ જાણવાના સ્વભાવવાળો થતો ગયો. ખેતરોમાં તે કામ કરતો હતો. કામ કરવામાં ચપળ, ઉત્સાહી તથા તનમનને દેનારો હતો. તે ઘેર જ થોડું ઘણું ભણતો. ક્વચિત તેની માતા થોડું શીખવતી. પણ નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓ કરતાં તેના મુખઉપર સૂક્ષ્મ બુદ્ધિનું તેજ વિશેષ વિકાસ પામતું જણાતું હતું. એના કરતાં વધારે ભણેલાં છોકરાઓકરતાં પણ તેની સૂક્ષ્મ મતિને સૂચવનાર તેનાં નેત્ર વિશેષ પાણીદાર જણાતાં. જો કે તેને કોઈ શિક્ષા કે ગુરુ પ્રાપ્ત થયો ન હતો. માત્ર પેલી દિવ્યમૂર્તિ તેના અંતરના ગુરુરૂપે થઇ રહી હતી. જ્યારે તે કામથી પરવારતો ત્યારે પ્રસંગે પ્રસંગે કલાકોના કલાકો સુધી તે 'દિવ્યમૂર્તિને નિહાળ્યા કરતો. તેના પ્રતિ ક્વચિત્ પૂજ્યભાવથી, ક્વચિત્ પ્રેમભાવથી, ક્વચિત ગુરુભાવથી, ક્વચિત રક્ષકભાવથી, ક્વચિત્ યાચકભાવથી, તેમ ક્વચિત્ તે કંઇ આપે છે અને પોતે સ્વીકારે છે, એવા વિવિધ ઉચ્ચ ભાવોથી તે જોતો. અને આનો પરિણામ એ આવ્યો હતો કે હવે જ્યારે તે જોતો ત્યારે તેને એમ થતું કે જાણે તે દિવ્યમૂર્તિ તેને ઓળખતી હોય, અને તેને ઉત્સાહજનક અને પ્રેમમય ભાવ સ્મિતપૂર્વક દર્શાવતી હોય.

તેના પૂજ્યભાવથી ભરેલા ભાવપ્રતિ જાણે તે પોતાની પ્રીતિ દર્શાવતી હોય તથા તેના અંતર્માં કંઇક સમજાવતી હોય એમ તેને લાગતું. આ તેની ભૂલ હતી એમ માનવાનું કંઇ કારણ નથી, અને તેમ છતાં જો કે આખા જગત્પ્રતિ તે મૂર્તિ જે પ્રેમભાવથી જોઇ રહી હતી તેના કરતાં દીનબંધુ-પ્રતિ અધિક પ્રેમભરી દૃષ્ટિથી જોતી હતી એવું કશું જ ન હતું. પરંતુ તેમાં રહસ્ય એ હતું કે તે બાલકની શ્રદ્ધાભરેલી દૃષ્ટિ તે મૂર્તિમાં જે કંઇ સૂક્ષ્મ હતું તેને જોઇ શકતી હતી, જ્યારે બીજાની દૃષ્ટિ ત્યાં સુધી વળેલી ન હતી. અને તેથી તે મૂર્તિના નેત્રમાં રહેલો અપૂર્વ પ્રેમમય અમૃતભાવ કે જે સર્વમાટે સમાનપણે નિર્ણીત થયો હતો, તે હાલ તેના એક-લાને માટે થઇ રહ્યો. તેનો અનુભવ તે એક જ લેવા લાગ્યો.

આવા સમયમાં એક પ્રસંગે ગામમાં એવી વાર્તા ચાલી કે તે મહાન્ પુરુષ કે જેના આગમન માટે કંઇ કાળથી ભવિષ્યકથનની પેઠે કહેવાયા કરતું અને જે પુરુષનું દિવ્યમૂર્તિસરખું સ્વરૂપ હોવાનું હતું, તે છેવટે ત્યાં આવી પહોંચ્યો છે. દીનબંધુ કે જે દિવ્યમૂર્તિસરખા પુરુષને જોવાને અત્યંત તલસી રહ્યો હતો, તે આ શ્રવણ થતાં આનંદ પામવા લાગ્યો. તેણે જાણ્યું કે મારા જીવનમાં ધારે-લી આશા સફળ થઈ. આમ વિચારતાં તે પુરુષને જોવાની તેને તીવ્ર ઇચ્છા થઇ. એટલામાં ખબર પડી કે તે ગામ બ-

હાર એક વૃક્ષતળે આવીને રહ્યો હતો, અને આજે કેટલાક લોકો તેને અત્યંત ઠાઠમાઠથી પધરાવવાના છે. અને અમુક માર્ગે થઇને તેને અમુક આશ્રમમાં લઇ જવાનો છે.

આ શ્રવણ કરીને દીનબંધુએ જે માર્ગે થઇ તે પુરુષ જવાનો હતો તે માર્ગે ઉભા રહીને તેને જોવા ધાર્યો. વાર્તા શ્રવણ કર્યા પછી તેના અંતરનો આનંદ પળે પળે ઉભરાવા લાગ્યો. જેને તે મૂર્તિરૂપે જોતો હતો તે આજ તેને પ્રત્યક્ષ મનુષ્યરૂપે જણાશે એ વિચાર તેને અત્યંત ઉત્સાહ આપતો. મૂર્તિપ્રતિ નિત્ય અને નિત્ય અધિક ભાવથી તે આજપર્યંત જોતો આવ્યો હતો, અને જેમ જેમ તેનો ભાવ વધતો જતો હતો, તેમ તેમ તેને જીવંત પુરુષરૂપે જોવાની તેની ઇચ્છા અત્યંત પ્રબલ થતી જતી હતી. આ પ્રબલ ઇચ્છા આજ સિદ્ધ થશે એ આશયથી તેને કળીએ કળીએ આનંદ ખીલી રહ્યો હતો.

સાયંકાલનો સમય થયો એટલે તે પુરુષને ગામમાં આવવાનો વખત થયો એમ જાણી જે માર્ગેથી તે પુરુષ આવનાર હતો તેવા એક માર્ગે જઇને દીનબંધુ ઉભો. તેને જેમ તે પુરુષને જોવાની ઇચ્છા થઇ હતી તેમ ગામના સર્વ લોકોને બીજું કંઇ નહિ તો એક જિજ્ઞાસાખાતર પણ તેવા નૂતન પુરુષને જોવા વૃત્તિ થાય એ સ્વાભાવિક હતું. અને તેથી માર્ગની બંને બાજુ લોકની ઠઠ જામી ગઇ હતી. લોકો

તેના પૂજ્યભાવથી ભરેલા ભાવપ્રતિ જાણે તે પોતાની પ્રીતિ દર્શાવતી હોય તથા તેના અંતરમાં કંઇક સમજાવતી હોય એમ તેને લાગતું. આ તેની ભૂલ હતી એમ માનવાનું કંઇ કારણ નથી, અને તેમ છતાં જો કે આખા જગત્પ્રતિ તે મૂર્તિ જે પ્રેમભાવથી જોઇ રહી હતી તેના કરતાં દીનબંધુ-પ્રતિ અધિક પ્રેમભરી દૃષ્ટિથી જોતી હતી એવું કશું જ ન હતું. પરંતુ તેમાં રહસ્ય એ હતું કે તે બાલકની શ્રદ્ધાભરેલી દૃષ્ટિ તે મૂર્તિમાં જે કંઇ સૂક્ષ્મ હતું તેને જોઇ શકતી હતી, જ્યારે બીજાની દૃષ્ટિ ત્યાં સુધી વળેલી ન હતી. અને તેથી તે મૂર્તિના નેત્રમાં રહેલો અપૂર્વ પ્રેમમય અમૃતભાવ કે જે સર્વમાટે સમાનપણે નિર્ણિત થયો હતો, તે હાલ તેના એકલાને માટે થઇ રહ્યો. તેનો અનુભવ તે એક જ લેવા લાગ્યો.

આવા સમયમાં એક પ્રસંગે ગામમાં એવી વાર્તા ચાલી કે તે મહાન્ પુરુષ કે જેના આગમન માટે કંઇ કાળથી ભવિષ્યકથનની પેઠે કહેવાયા કરતું અને જે પુરુષનું દિવ્યમૂર્તિસરખું સ્વરૂપ હોવાનું હતું, તે છેવટે ત્યાં આવી પહોંચ્યો છે. દીનબંધુ કે જે દિવ્યમૂર્તિસરખા પુરુષને જોવાને અત્યંત તલસી રહ્યો હતો, તે આ શ્રવણ થતાં આનંદ પામવા લાગ્યો. તેણે જાણ્યું કે મારા જીવનમાં ધારેલી આશા સફળ થઈ. આમ વિચારતાં તે પુરુષને જોવાની તેને તીવ્ર ઇચ્છા થઇ. એટલામાં ખબર પડી કે તે ગામ બ-

હાર એક વૃક્ષતળે આવીને રહ્યો હતો, અને આજે કેટલાક લોકો તેને અત્યંત ઠાઠમાઠથી પધરાવવાના છે. અને અમુક માર્ગે થઇને તેને અમુક આશ્રમમાં લઇ જવાનો છે.

આ શ્રવણ કરીને દીનબંધુએ જે માર્ગે થઇ તે પુરુષ જવાનો હતો તે માર્ગે ઉભા રહીને તેને જોવા ધાર્યો. વાર્તા શ્રવણ કર્યા પછી તેના અંતરનો આનંદ પળે પળે ઉભરાવા લાગ્યો. જેને તે મૂર્તિરૂપે જોતો હતો તે આજ તેને પ્રત્યક્ષ મનુષ્યરૂપે જણાશે એ વિચાર તેને અત્યંત ઉત્સાહ આપતો. મૂર્તિપ્રતિ નિત્ય અને નિત્ય અધિક ભાવથી તે આજપર્યંત જોતો આવ્યો હતો, અને જેમ જેમ તેનો ભાવ વધતો જતો હતો, તેમ તેમ તેને જીવંત પુરુષરૂપે જોવાની તેની ઇચ્છા અત્યંત પ્રબલ થતી જતી હતી. આ પ્રબલ ઇચ્છા આજ સિદ્ધ થશે એ આશયથી તેને કળીએ કળીએ આનંદ ખીલી રહ્યો હતો.

સાયંકાલનો સમય થયો એટલે તે પુરુષને ગામમાં આવવાનો વખત થયો એમ જાણી જે માર્ગેથી તે પુરુષ આવનાર હતો તેવા એક માર્ગે જઇને દીનબંધુ ઉભો. તેને જેમ તે પુરુષને જોવાની ઇચ્છા થઇ હતી તેમ ગામના સર્વ લોકોને બીજું કંઇ નહિ તો એક જિજ્ઞાસાખાતર પણ તેવા નૂતન પુરુષને જોવા વૃત્તિ થાય એ સ્વાભાવિક હતું. અને તેથી માર્ગની બંને બાજુ લોકની ઠઠ જામી ગઇ હતી. લોકો

પરસ્પર વાતો કરતા કે 'હવે આ ગામનાં નસીબ કંઇ ખુલ્યાં છે, નહિ તો આજ સુધી જેને આપણે એક મૂર્તિ-રૂપે જોતા, અને જેના સંબંધની આજ સુધીની સાંભળેલી વાતોને આપણે ગપ ગણી કાઢતા તે મૂર્તિજેવો પુરુષ ક્યાંથી આવે.' કોઇ કહે, આપણાં બધાં દુઃખ હવે ભાગશે. જ્યાં દિવ્ય-મૂર્તિ જેવો જ પુરુષ આવશે પછી આપણે શું જોઇએ ? પછી તો માગ્યા મેહ વરસશે, અને જ્યાં ત્યાં લીલા-લ્હેર થશે.'

માર્ગમાં ચાલતાં તપખીરનો સડાકો મારતી જાય અને ડોશીઓ કહેતી જાય કે 'બા, હવે રોગદોગ, તાવ, તરત-રીયું, કોગળીયું બધામાંથી આપણું ગામ છુટું થશે. આવા મોટા પુરસ (પુરુષ) નહિ તો આપણુ ગામમાં ક્યાંથી. આ-ટલા દહાડા તો ગામમાં આવતાએ નોતા. આજે વળી ગામમાં પધરામણી થઇ તે ગામનું કંઇ ઓછું ભાયગ (ભાગ્ય)! આ જોને, પેલી મુઇ અમથી, છોકરાને જઇને પગે લગડાવી આવી, તે છોકરો બચારો કેટલાએ દહાડાથી તાવે સીઝાતો'તો, તેનો તાવ તરત મટી ગયો, અને છોકરો બીજે દહાડેથી ખાસ્સો ફરવા હરવા લાગ્યો.'

બીજીએ કહ્યું, હા રે, મા ! આ અમારી પાડોશણ જીવકોર ડોશીની ભાણેજને શોકય વળગી'તી, તે રાત ને દા'ડો લેવાયા કરે, ધાન કોળીયો ખવાય નહિ, આખી રાત ઘડીએ ઘડીએ

ભડકીને ઉઠે, તે જઇને દોરા બંધાવી આવી તે હવે નીરાંતે ખાય છે, પીએ છે, ઉંઘે છે અને નર્યું વાહ થઇ ગયું છે.

ત્રીજીએ કહ્યું, અરે આ પેલા છગનીયાને ત્યાં ખાતર પડયું તે એની માએ જઇને પૂછયું કે મા'રાજ ! કોણ લઇ ગયું હશે ? તો સાધુ મા'રાજે કહ્યું, કે તમારા ઘરનું જ માણસ છે અને ચાર દા'ડાકેડે તમને તે પાછું મળશે, તે ખરે જ ને એમ જ થયું. ઘરમાં આવીને ડોશીએ ધમપછાડા કર્યા અને કહ્યું કે મા'રાજે કહ્યું છે કે ઘરના જ માણસે લીધું છે માટે જે હોય તે સીધું સમું આપી દે જો રે બાવા. નહિ તો પછી જોયાજેવી થશે, અને કોઇ કોઇને બોલવાવારો નહિ રે'. આમ જ્યાં મા'રાજનું નામ દીધું કે ઘરનાં માણસને તો જાણે જુલાબ જ લાગ્યો તો. તે તૈણ ( ત્રણ ) દહાડા થયા એટલે ( ધીમેથી) પેલી મ્હોટીકાર રતો–છગનના ભત્રીજાની વહુ–જો બા કોઇ નામ ના દેશો હોં જે ફલાણીએ આ વાત કરી–તે તેણે લાવીને કંઇ મેલી દીધું ને કહ્યું જે આ રહ્યું.

ચોથીએ કહ્યું, પણ એ તો ઠીક. એમ માનીએ કે એ તો જાણે કોઇએ એમને કહ્યું હોય અને બોલે, પણ આ અમારે હરજીની ઘરવાળી ગઇ'તી તેને મા'રાજે કહ્યું કે તારા ઘરમાં ચાર દા'ડામાં કોઇ માણસ મરશે. પણ તમને બધાને કંઇ થનાર નથી. તે એમ જ થયું. એના ઘર-

વાળાના કોઇ ઓળખીતા ગામથી આવ્યા'તા, તે બધાને ખ-વડાવ્યું પીવડાવ્યું અને રાત પડ્યે બાયણે (બારણે) એ-ટલે બધા બેઠા'તા, ત્યાં પેલા આવેલામાંનો એક ડોસો, સા-જો સમો, નખમાંએ રોગ મળે નહિ તેને આંકડી આવીને જોતજોતામાં પોંચી ગયો મારા ભાના ભા પાસે.

આમ વાતો કરતી ડોશીઓ પણ એ પુરુષને જોવા ચાલી જતી હતી, નાનાં બાળકોને તો એવું કંઇ જોવાનું જાગે તો આનંદ થાય એ સ્વાભાવિક હતું, એટલે તે પણ ચાલ્યા જતાં હતાં.

દીનબંધુના બે ત્રણ મિત્રો તેને ઘેર આવ્યા, ને કહ્યું, તમારે ચાલવું છે જોવા? તે તો તૈયાર જ હતો. બધા નીકળ્યા. રસ્તામાં ચાલતાં તેણે તેના મિત્રોને પૂછ્યું, એ પુરુષ અહિં ક્યારના આવ્યા છે? એકે કહ્યું તમને ખબર નથી? એ તો લગભગ એક મહિનાથી ગામબહાર એક ઝાડનીચે આવીને રહ્યા છે. કહે છે તે કંઇ ચમત્કારો પણ કરે છે. ક્યાંથી આવ્યા છે તે કોઇને ખબર નથી. ગા-મના ઘણા લોકો ત્યાં જાય છે, અને કંઇ કંઈ વાતો કરે છે, ઘણાઓએ, કહે છે કે અને ભજનો બહુ સારાં ગાય છે. બહુ આગ્રહ કર્યો એટલે આજ ગામમાં પેલો આશ્રમ છે ત્યાં આવીને થોડા દિવસ રહેવાના છે.

દીનબંધુએ કહ્યું, મને તો ખબર પણ નથી. દિવ્ય-મૂર્તિ જેવા એ પુરુષ હોય તો કેવું સારૂં ! ઘણા વખતની મારી ઇચ્છા સફળ થાય.

આમ વાતો કરતા કરતા જે માર્ગે થઇને તે પુરુષ જનાર હતા તે માર્ગ આવ્યો. જોયું તો બંને બાજુ લોકોની ઠઠ જામી ગઈ હતી. માર્ગની વચ્ચે કોણ આવે જાય છે તે પાછળ ઉભા રહેનારને સમજાય તેમ ન હતું. આથી તેઓ જરા આઘા ખસીને એક ઉંચી જગાએ જઇને ઉભા. થોડો વખત થયો નથી, એટલામાં તો છેટેથી લોકોનો કોલાહલ સંભળાયો. અને તે ઉપરથી લાગ્યું કે તે પુરુષ આવે છે. એટલામાં તો લોકો કહેવા લાગ્યા, હા, તે જ દિવ્યમૂર્તિ જેવા મહાપુરુષ છે. ખરે જ, જાણે દિવ્યમૂર્તિ જ જોઇ લો. જુઓ, ભવિષ્યકથન કેવું સાચું પડ્યું ! મોટાનાં વચનો તે કોઇ દિવસ મિથ્યા થાય છે ! આવા પુરુષ તો આપણે કોઇ દિ-વસ જોયા નથી. શા રીતે જણાય ? એવા તે કંઈ હજારો થાય છે ? અને પુણ્યવિના જણાય પણ કયાંથી, પણ જુઓ, એ હવે આવવાની તૈયારીમાં છે.

આ પ્રકારના વચનો મનુષ્યો બોલતા હતા, અને જેમ જેમ તે ઘોંઘાટ વધતો ગયો, તેમ તેમ લાગતું ગયું કે તેઓ વધારે અને વધારે નિકટ આવતા જાય છે. એટલામાં છેટે-થી કેટલાક મનુષ્યોનો વીંટળાયલો સમૂહ માર્ગમાં આવતો

વાગીના કોઇ ઓળખીતા ગામથી આવ્યા'તા, તે બધાને ખવડાવ્યું પીવડાવ્યું અને રાત પડ્યે બાયણે (બારણે) એટલે બધા બેઠા'તા, ત્યાં પેલા આવેલામાંનો એક ડોસો, સાજો સમો, નખમાંએ રોગ મળે નહિ તેને આંકડી આવીને જોતજોતામાં પોંચી ગયો મારા ભાના ભા પાસે.

આમ વાતો કરતી ડોશીઓ પણ એ પુરુષને જોવા ચાલી જતી હતી, નાનાં બાળકોને તો એવું કંઇ જોવાનું જાગે તો આનંદ થાય એ સ્વાભાવિક હતું, એટલે તે પણ ચાલ્યા જતાં હતાં.

દીનબંધુના બે ત્રણ મિત્રો તેને ઘેર આવ્યા, ને કહ્યું, તમારે ચાલવું છે જોવા? તે તો તૈયાર જ હતો. બધા નીકળ્યા. રસ્તામાં ચાલતાં તેણે તેના મિત્રોને પૂછ્યું, એ પુરુષ અહિં ક્યારના આવ્યા છે? એકે કહ્યું તમને ખબર નથી? એ તો લગભગ એક મહિનાથી ગામબહાર એક ઝાડનીચે આવીને રહ્યા છે. કહે છે તે કંઇ ચમત્કારો પણ કરે છે. ક્યાંથી આવ્યા છે તે કોઇને ખબર નથી. ગામના ઘણા લોકો ત્યાં જાય છે, અને કંઇ કંઈ વાતો કરે છે, ઘણાઓએ, કહે છે કે અને ભજનો બહુ સારાં ગાય છે. બહુ આગ્રહ કર્યો એટલે આજ ગામમાં પેલો આશ્રમ છે ત્યાં આવીને થોડા દિવસ રહેવાના છે.

દીનબંધુએ કહ્યું, મને તો ખબર પણ નથી. દિવ્ય-મૂર્તિ જેવા એ પુરુષ હોય તો કેવું સારૂં ! ઘણા વખતની મારી ઇચ્છા સફળ થાય.

આમ વાતો કરતા કરતા જે માર્ગે થઇને તે પુરુષ જનાર હતા તે માર્ગ આવ્યો. જોયું તો બંને બાજુ લોકોની ઠઠ જામી ગઈ હતી. માર્ગની વચ્ચે કોણ આવે જાય છે તે પાછળ ઉભા રહેનારને સમજાય તેમ ન હતું. આથી તેઓ જરા આઘા ખસીને એક ઉંચી જગાએ જઇને ઉભા. થોડો વખત થયો નથી, એટલામાં તો છેટેથી લોકોનો કોલાહલ સંભળાયો. અને તે ઉપરથી લાગ્યું કે તે પુરુષ આવે છે. એટલામાં તો લોકો કહેવા લાગ્યા, હા, તે જ દિવ્યમૂર્તિ જેવા મહાપુરુષ છે. ખરે જ, જાણે દિવ્યમૂર્તિ જ જોઇ લો. જુઓ, ભવિષ્યકથન કેવું સાચું પડ્યું ! મોટાનાં વચનો તે કોઇ દિવસ મિથ્યા થાય છે ! આવા પુરુષ તો આપણે કોઇ દિવસ જોયા નથી. શી રીતે જણાય ? એવા તે કંઈ હજારો થાય છે ? અને પુણ્યવિના જણાય પણ ક્યાંથી, પણ જુઓ, એ હવે આવવાની તૈયારીમાં છે.

આ પ્રકારના વચનો મનુષ્યો બોલતા હતા, અને જેમ જેમ તે ઘોંઘાટ વધતો ગયો, તેમ તેમ લાગતું ગયું કે તેઓ વધારે અને વધારે નિકટ આવતા જાય છે. એટલામાં છેટે-થી કેટલાક મનુષ્યોનો વીંટળાયલો સમૂહ માર્ગમાં આવતો

જણાયો. જેમ જેમ તે નિકટ આવતો ગયો તેમ તેમ લોકોદ્વારા જણાતું ગયું કે તેમાં તે પુરુષ છે. એટલામાં તે સમૂહ દીનબંધુ વગેરેની દ્રષ્ટિએ પડે એટલામાં આવી પહોંચ્યો.

આગળપાછળ કેટલાક મનુષ્યોથી વેષ્ટિત એક સુંદર પાલખી જણાઇ. તેમાં એક મધ્યમાયુ વીતાવેલા ભગવાં વસ્ત્ર ધારણ કરેલા એક સાધુ પુરુષ વિરાજેલા જણાયા. શરીર પ્રૌઢ તથા કાંતિમય હતું. અને અનેક મનુષ્યોના પરિવેષ્ટનની મધ્યે તે એક ભવ્ય આકૃતિરૂપે જણાઈ આવતા હતા. નેત્ર સ્થિર, મુખાકૃતિ પ્રસન્ન, મુખઉપર સૌમ્ય ભાવ, ભસ્મવિલેપિત દીર્ઘ કપાલ, કંઠમાં રુદ્રાક્ષની માળા—એ આદિથી તે પુરુષનું સ્વરૂપ દેદીપ્યમાન જણાતું હતું. જોતાં જ સર્વ કોઇ બોલી ઉઠ્યા, તે જ, તે જ આ દિવ્યમૂર્તિ, ખરેખર, આ સાધુપુરુષ તે જ છે.

આ પ્રકારે તેમની સ્તુતિનાં તથા દિવ્યમૂર્તિ એ જ આ પુરુષરૂપ થઇ છે એવા ભાવનાં અનેક વચનો મનુષ્ય પ્રસન્નતાપૂર્વક ઉચ્ચારતા હતા. તે સાધુપુરુષ પ્રસન્ન વદનથી જેનું તેનું નમન સ્વીકારતા હતા. અને સર્વપ્રતિ દૃષ્ટિ પ્રસારતા હતા.

છેવટે દીનબંધુની બરાબર દૃષ્ટિએ આવે એવે સ્થાને તે પાલખી આવી એટલે તેણે સૂક્ષ્મપણે તે પુરુષપ્રતિ દૃષ્ટિ સ્થાપી. બે ચાર ક્ષણ સ્થિરતાથી જોયા કર્યું. ત્યાં લોકોનો તો પૂર્વોક્ત નાદ ચાલ્યા જ કરતો હતો. થોડી ક્ષણ પૂર્ણપણે નિહાળીને દીનબંધુએ મનના અસંતુષ્ટ ભાવપૂર્વક મુખ

ફેરવ્યું, અને ત્યાંથી થોડે દૂર લીલોતરીથી ભરપૂર ટેકરીઓની પેલીપાર એક ઉચ્ચ ગિરિશૃંગઉપર દષ્ટિ સ્થાપી. તાડ, ખજુરી અને તેવાં અનેક ઉંચાં વૃક્ષોવચ્ચે થઇને તેની દષ્ટિ તે ગિરિશૃંગઉપરની ભવ્ય મૂર્તિપ્રતિ ગઇ. ક્યાં આ દિવ્યમૂર્તિ અને ક્યાં આ સાધુપુરુષ ! આશ્ચર્ય ! લોકો આમાં શું સરખાપણું જુએ છે ! અહો ! આ દિવ્યમૂર્તિના વદનમાંથી ઝરતું અમૃત ક્યાં અને આ સાધુપુરુષના મુખની શુષ્કતા ક્યાં ! ખરે, મુખઉપર પ્રસન્નતા છે, ભસ્મ છે, વિશાલ કપાલ છે, ઉગ્ર નેત્ર નથી, પણ પેલી—પેલી—દિવ્ય મૂર્તિના જેવી મુખની મધુરિમા—એક જાતનું દિવ્ય ઓજસ્—ક્યાં છે ! સહજ સૂક્ષ્મ અવલોકનપૂર્વક પુનઃ તે સાધુપુરુષપ્રતિ દષ્ટિ સ્થાપી અને સહજ નિરીક્ષણ કર્યું. પુનઃ દૃઢતાથી બોલ્યો, નથી—નથી—તે દિવ્યમૂર્તિ આ પુરુષ નથી.

તેના અંતરમાં તેણે દષ્ટિ કરી. પોતાનો નિશ્ચય સત્ય જણાયો. પુનઃ સાધુપુરુષપ્રતિ દષ્ટિ નાંખી, અને નાંખતાં તરત જ ત્યાંથી વિમુખ કરી પાછી પેલા ગિરિરાજના શિખરઉપર વાળી. એ દિવ્યમૂર્તિને જ્યારે તેણે પુનઃ નિહાળી ત્યારે કંઇક સંતોષ થયો. કેમકે છેલ્લી વખતે જ્યારે તેણે પેલા પુરુષપ્રતિ દ્રષ્ટિ નાંખી હતી, ત્યારે તો તેને આ દિવ્યમૂર્તિકરતાં તેનામાં ઘણો જ ભેદ લાગ્યો હતો. કોઇ પણ રીતે તેને તે મળતી ન લાગી, અને તેથી જ તરત તેણે દિવ્યમૂર્તિપ્રતિ દષ્ટિ વાળી હતી.

લોકસમુદાય તે સાધુ પુરુષને નિઃશંકપણે દિવ્યમૂર્તિની પ્રતિમારૂપ હજી તો કહે જ જતો હતો, એટલામાં દીનબંધુ તત્કાળ પાછો વળ્યો. તેના મિત્રો પણ ઉક્ત સાધુને દિવ્યમૂર્તિરૂપ જ જોઇ રહ્યા હતા, ત્યાં તો દીનબંધુએ પાછું વળી ગૃહપ્રતિ ચાલવા માંડ્યું.

તેના મિત્રો એ કંઈ અતિ બુદ્ધિમાન કે વિચારવાન ન હતા. સામાન્ય બુદ્ધિના યુવકો એ તેના મિત્રો હતા. દીનબંધુ કેવા વિચાર કરનાર યુવક હતો—કારણ કે હવે તે લગભગ યુવાવસ્થાના આરંભને પ્રાપ્ત થયો હતો—તે તેના મિત્રો જાણતા ન હતા. તે તેમના પોતાના કરતાં વધારે બુદ્ધિમાન છે એટલું માત્ર જાણતા.

દીનબંધુ કેવલ નિરાશ થઈ ગયો હતો. ધનની અત્યંત અગત્યવાળાને પુષ્કળ ધનની પ્રાપ્તિ થઇ તત્કાળ તે વિનાશ પામતાં તેને જેવી લાગણી થાય તેવી દીનબંધુની આ ક્ષણની સ્થિતિ હતી. તે ચાલતો હતો છતાં તેનામાં ચાલવાનું બળ પ્રતીત થતું ન હતું. શિથિલ અંગવાળો તે જેમ તેમ કરીને ચાલતો હતો. તેનું મન પણ જાણે એવું થઈ ગયું કે કશો બલવાન્ વિચાર પણ ન સ્ફુરાવી શકે. આવી ડગમગતી સ્થિતિમાં ક્યાં જવું તેનો પણ તે નિર્ણય કરી શક્યો ન હતો. તે ચાલતાં ચાલતાં એક માર્ગે ચઢી ગયો. ઘેર જવું એ તેને સ્મરણમાં આવ્યું નહિ. તે રસ્તે થોડે

દૂર જતાં એક ખડકજેવું આવ્યું. પાસે જળનું એક સુંદર અને કોમલ ઝરણુ વહી રહ્યું હતું. થોડા સમયમાં જ સૂર્યાસ્ત થવાનો હતો, અને તેથી તે સ્થળ અત્યંત રમણીય જણાતું હતું.

દીનબંધુ થાકી ગયાસરખો તો થયો જ હતો તે ત્યાં એક શિલાસનઉપર બેઠો અને વિચારવા લાગ્યો કે, અહો ! આશ્ચર્ય છે ! મનુષ્યો સુવર્ણને પીતળમાં ગણે છે. જો કે લૌકિક સુવર્ણ તથા પીતળની તેઓ રૂડી રીતે પરીક્ષા કરી જાણે છે, પણ તેવો ભેદ મનુષ્યજાતિમાં ક્યાં છે તે નથી જોઈ જાણી શકતા. રત્ન અને કાચનો ભેદ તેઓ પાષાણુસૃષ્ટિમાં પાડી શકે છે પણ માનવસૃષ્ટિમાં નથી પાડતા. વનસ્પતિમાં એરંડો ને શેલડી એમ બને ઓળખી એક બીજાની ઉત્કૃષ્ટ નિકૃષ્ટતા સમજી શકે છે, જ્યારે મનુષ્યમાં તેમ નથી કરી શકતા અને તે થોડું આશ્ચર્યજનક નથી. મનુષ્યમાત્ર જેમાં રહે છે, ખાય છે, પીએ છે, ભોગ ભોગવે છે, અને અનેક વ્યવહારો કરતા આખું જીવન તેમાં ને તેમાં ગાળે છે એવી આ માનવ સૃષ્ટિમાં તેઓ કશી પણ પરીક્ષા કરતા નથી. ખરે, લોકમાં ચાલતો દૃષ્ટાંત સત્ય જણાય છે કે એક ખગોલવેત્તા આકાશમંડલમાં વિવિધ તારાના માર્ગનું નિરીક્ષણ કરતો ઉપર ઉપર જોતો જોતો એક માર્ગે ચાલ્યો જતો હતો. ઉંચી અને ઉંચી દૃષ્ટિ રાખતો

તે સંબંધી વિચારતો જતો હતો, એવામાં એક કૂવો આવ્યો, તેમાં તે પડી ગયો. આ જોઇ ત્યાં અનાયાસ આવી ચઢેલો મનુષ્ય બોલ્યો અલ્યા ભાઇ ! તું ઉંચા ગગનના તારાના માર્ગને જાણવા મહેનત કરે છે, પણ તને આટલી તારી આ નિત્યની ચાલવાની પૃથ્વીનો માર્ગ તો ખબર નથી !

ખરે, મનુષ્યોમાં આમ જ છે. અનેક વિદ્યાના સૂક્ષ્મ ભેદોમાં મનુષ્ય નિષ્ણાત થવા મહેનત કરે છે, અને તેને માટે આખું જીવનનું જીવન ગાળે છે, પણ જેમાં તે નિત્ય રહે છે, અને જેનો તેને નિત્ય ઉપયોગ છે, એવા માનવ જીવન-પ્રતિ તેની દૃષ્ટિ પણ વળતી નથી. એમાં કોણ ઉચ્ચ, કોણ નીચ, કોણ વાસ્તવ મનુષ્ય, કોણ ઉપરનો મનુષ્ય, કોણ કેટલા અંશમાં મનુષ્ય અને કોણ કેટલા અંશમાં મનુષ્યશરીર છતાં વૃક્ષ, પાષાણ કે પશુ એ પરીક્ષા કરવા કોઇની સૂક્ષ્મ મતિ પહોંચતી નથી. 'પીળું એટલું સોનું' એ કથન પ્રમાણે બે આંખ, કર્ણ વગેરે મનુષ્યશરીરના અવયવોથી જે યુક્ત તેને મનુષ્યો સર્વાંશે જ મનુષ્યરૂપ માને છે.

આ સાધુ પુરુષ ઇતર પુરુષકરતાં, કંઇક વિશેષ હશે, પણ તેથી શું ! ક્યાં દિવ્યમૂર્તિ અને ક્યાં તે ! દિવ્યમૂર્તિનો કયો અંશ તેનામાં મળે છે ? સાધુપુરુષમાં ક્યાં છે નેત્રનો અદ્‌ભુત ખુમારીયુક્ત તે ભાવ, ક્યાં છે તે ભાલઉપરનું સૂક્ષ્મ વર્ચસ્, ક્યાં છે તે મુખમંડલઉપરની પ્રશાંતિ, ક્યાં

છે તે હૃદયમાં રહેલી પ્રેમની દિવ્યતા, ક્યાં છે તે માનસં સામર્થ્યની દિવ્યતા જણાવતી કપાલઉપરની સૂક્ષ્મ રેખાઓ! નથી–કશું જ નથી, દિવ્યમૂર્તિની અદ્‌ભુતતા આ પુરુષમાં કશા જ નથી.

પણ હવે મારે શું કરવું ? અરે! મારી મોટી આશા આજે નિષ્ફલ થઈ. ગગનસુધી ચણેલી ઇમારત આજ એકાએક તુટી પડી. દિવ્યમૂર્તિનાં પુરુષરૂપે દર્શન કરીશ એ ભાવથી જેટલો હું ઉત્સાહમાં આવી ગયો હતો, એટલો જ આ ક્ષણે નિરુત્સાહી બન્યો છું. શું ધાર્યું હતું અને શું જોયું! શું કલ્પ્યું હતું, અને શું અનુભવ્યું! ધાર્યું હતું કે કંઇ કાળની આશા આજ સફળ થશે, મનના મનોરથ પૂર્ણ થશે, જીવિત ધન્ય થશે, પણ કંઇ જ નહિ. હજી મારૂં દૈવ તે દિવ્યમૂર્તિને પુરુષરૂપે જોવાને યોગ્ય થયું જણાતું નથી. દિવ્યમૂર્તિ હજી ગિરિઉપર જ છે. તે પુરુષમાં ઉતરી આવી નથી

પણ અરે! હવે હું તેવા પુરુષને ક્યાં જોઇશ, ક્યારે જોઇશ! 'પંચ કહે તે પ્રમાણ' એ વચન પણ આ કાલે સત્ય થતું જણાતું નથી. અહો! પરમ આશ્ચર્ય તો એ છે કે ગામના સર્વ મનુષ્યો નિત્ય આ દિવ્યમૂર્તિપ્રતિ જુએ છે, અને તેમ છતાં તેમાં રહેલા ઐશ્વર્યને હજી જાણી શક્યા નથી! પણ ખરે, ક્યાંથી જાણે! પશ્ચિમપ્રતિ દૃષ્ટિ રાખનાર સૂર્યઉદયને ક્યાંથી જાણે? પૃથ્વીતલમાં દૃષ્ટિને દબાવી રા

ખનાર ગગનની તારકલીલા ( તારાઓની લીલા ) ક્યાંથી જુએ ? અંગણુમાં ભ્રમણ કર્યા કરનાર ગૃહની અંતરંગ શોભાને શી રીતે નિહાળે ?

સત્ય છે. મનુષ્યોની દૃષ્ટિ અત્યંત ટુંકી છે, અને બૂઠી છે. એક કાગળથી પણ સૂક્ષ્મ સરખા પડને પણ તે ભેદી શકતી નથી. પોતાની અત્યંત નિકટ આવેલા પુરુષને પણ તે પૂર્ણ અંશે જોઇ શકતી નથી. અને તેથી જ તે જાણવા યોગ્ય ખરી વસ્તુથી અજાણી રહે છે. બાકી ખરી વસ્તુ ક્યાં દૂર છે ? લોહ અને ચુંબકના મિલનમાં કંઇક દૂરતા કદાપિ રહેતી હશે, જલમાં જલ મળવા છતાં પણ કદાચિત્ તેમાં દૂરતા હશે, સૂર્યનાં રશ્મિ અને પૃથ્વીના મળવામાં કદાચ દૂરતા હશે, પરંતુ ખરી વસ્તુમાં અને મનુષ્યમાં મધ્યે લેશ પણ દૂરતા નથી. તે પરસ્પર અત્યંત નિકટ આવી શકે એમ છે, અને તો પણ મનુષ્યથી ખરી વસ્તુ હજારો ગાઉ દૂર પડેલી જણાય છે.

મનુષ્યનો મોટો ભાગ આજ સર્વને ઉપર ઉપરથી જ જોનાર થઇ ગયો છે. અને તેથી તે કશામાંથી તેને જે જોઇએ છે તે મળતું નથી. જેથી સર્વ તેની નિકટ અને પ્રાપ્તવત્ હોવા છતાં તે નિત્યનો દુઃખી થઈ રહ્યો હોય છે. તે કોઠી જુએ છે પણ દાણા ન જોતાં ભુખની બૂમો પાડે છે, લોટો જુએ છે પણ જલ નથી જોતો, અને તૃષાની બુમ

પાડે છે. કાપડ જુએ છે, પણ વસ્ત્ર નથી જોતો અને તેથી તેને માટે બૂમો મારે છે, દૂધ જુએ છે પણ ઘૃત નથી જોતો અને તેથી તેની બૂમો પાડે છે, દીવાસળી અને કોયલા જુએ છે છતાં અગ્નિ નથી જોતો અને ટાઢની બૂમો પાડે છે, ચારે બાજુઓ છે, પણ ઓરડા નથી જોતો અને નિવાસમાટે બૂમો પાડે છે.

શું આજ જગત્ આવી અને આવી બૂમોના કોલાહલથી ગાજી રહ્યું નથી ? પાણીની મધ્યે તરવા છતાં તે પાણીની બૂમો મારી રહ્યું નથી ? પ્રકાશમાં રમતાં છતાં તે દીપકની બૂમો પાડી રહ્યું નથી ? પૃથ્વીઉપર વસતાં છતાં તે અદ્ધરપણાનું ભાન કરી આધારમાટે પોકાર કરી રહ્યું નથી ? ખરે, તેમ જ છે. મનુષ્યની દૃષ્ટિ નથી, અને તેથી ખરી વસ્તુથી તે દૂર રહે છે.

વનસ્પતિમાં શું છે એ કોની દૃષ્ટિ જુએ છે ? મનુષ્ય વનસ્પતિને નિત્ય મળે છે, પણ તેને પૂછે સરખો પણ છે કે તારામાં શું છે અને તું કંઇ અમને વિશેષ આપે એમ છે ? કુદરતમાં જ્યારે કશું નકામું થતું નથી ત્યારે મનુષ્યનો વનસ્પતિસાથે આટલો બધો યોગ છે તે શું નકામો ? નહિજ. પણ મનુષ્યની દૃષ્ટિ ક્યાં છે ? વનસ્પતિમાં તેને પોતાને ઉપયોગી શું છે એ તે ક્યાં જુએ છે ! મનુષ્ય નિત્ય જળને મળે છે, વાયુને મળે છે, પણ તે તેમાં શું છે એ

આંખ ઉઘાડીને કયારે જુએ છે ? અને આથી જ તેને જે કંઇ જોઇએ છે તે સઘળાની વચમાં મનુષ્ય હોવા છતાં સર્વેથી પોતાને દૂર માને છે; કેમકે દૃષ્ટિ નથી.

અને આ દૃષ્ટિ ન હોવાને લીધે અનેક મનુષ્ય, તેને જે કંઇ જોઇએ છે તે તેની અત્યંત નિકટ હોય છે, જેનો તે ઉપભોગ કરે છે તેની જ પાસે તે હોય છે, જ્યાં તે રહ્યાં છે ત્યાં જ તે હોય છે, છતાં તેને તે કશું જ ઉપયોગી થઇ પડતું નથી. મનુષ્યોના સમુદાયમાં મનુષ્ય ફર્યા કરે છે પણ દૃષ્ટિ હોય ત્યારે તે બીજામાં જુએને કે કોનામાં શું છે, અને શું નથી ?

આ સાધુ પુરુષમાં પણ તેમ જ થયું છે. તેનામાં વાસ્તવ શું છે અને શું નથી, એના પ્રતિ ભાગ્યે જ કોઇની દૃષ્ટિ જતી જણાય છે. દિવ્યમૂર્તિમાં અને તેનામાં કયાં અને કયો ભેદ છે એ કોઇ જ નથી જાણતું, અને તેમ હોવાથી જે કંઇ તેનામાં નથી તેની તેમાં કલ્પના કરી લે છે.

ભલે, કોઇ પણ વસ્તુમાં ઉચ્ચની પ્રતીતિ ન થતી હોય તો પણ તેની તેમાં કલ્પના કરવી એ સારૂં છે, પરંતુ જેનામાં તેવી ઉચ્ચતા હાલ વિદ્યમાન છે તેની અવગણના શામાટે કરવી ? મારે દિવ્યમૂર્તિપ્રતિ જરાપણ ઉપેક્ષા કરવાની નથી. તેનામાં જે કાંઇ છે તેવું મેં હજી કોઇનામાં જોયું નથી. અને તેથી તેનામાં જે હું જોઉ છું તેને છોડી દેવાની જરૂર નથી.

ત્યારે હવે મારે શું કરવું? શું મને દિવ્યમૂર્તિજેવો પુરુષ નહિ પ્રાપ્ત થાય? પરે, મને લાગે છે કે એ મૂર્તિમાં કંઇ અત્યંત સામર્થ્ય છે, અને તેવો સામર્થ્યયુક્ત મનુષ્ય એમ સહજમાં પ્રકટે એ સંભવિત નથી. મારી તેને દર્શન કરવાની યોગ્યતા થઇ નહિ હોય. કહે છે કે યોગ્યતા પ્રકટતાં મનુષ્યને ઇશ્વિર જે જોઇએ તે આપે છે, અને આ યોગ્યતા થઇ નહિ હોય. કહે છે કે યોગ્યતા પ્રકટતાં મનુષ્યને ઇશ્વિર જે જોઇએ તે આપે છે, અને આ યોગ્યતા પ્રકટાવવી એ મનુષ્યના પોતાના હાથમાં છે. જ્યારે આમ છે તો મારે દુર્બલ થવાનું શું પ્રયોજન છે? શું દુર્બલ થવાથી યોગ્યતા પ્રકટશે? નહિ જ. અને યોગ્યતા નહિ પ્રકટે તો હું માથું ફોડીને મરૂં તોપણ ઇશ્વિર મારૂં ધાર્યું મને આપે? એ પણ નહિ. ત્યારે મારે તેની જરૂર નથી. એ દુર્બલતાને નમસ્કાર.

ત્યારે એ યોગ્યતા પ્રકટાવવા હું કોની પાસે જઉં? કોની સાહાય્ય લઉં? કોને આજીજી કરૂં? મને એ યોગ્યતા કોણ આપશે? આ જે મનુષ્યો આ સાધુ પુરુષને દિવ્યમૂર્તિના સાક્ષાત્ અવતારરૂપે માને છે, એ મનુષ્યોમાંથી કોઇ યોગ્યતા આપશે? નહિ જ. જેમનામાં આટલી પરીક્ષા કરવાની યોગ્યતા નથી તે મારે જે યોગ્યતા જોઇએ છે તે કેવી રીતે મેળવી આપશે? અહો! આ પક્ષીઓને ઉડતાં હું જોઉં છું, તેમને એ ઉડવાની યોગ્યતા કોણે આપી? આ વૃક્ષને ઉગ-

વાની યોગ્યતા કોણે આપી? પક્ષીએ પોતાની મેળે જ ઉડ-વાની, અને બીજકે પોતાની મેળે જ ઉગવાની યોગ્યતા મેળવી જણાય છે. પૃથ્વી જ વૃક્ષ ઉગાડે એમ કંઈ નથી. હમણાં હું એક પથરો વાવું તો પૃથ્વી તેમાંથી વૃક્ષ ઉગાડી શકશે? નહિ. કેમકે પૃથ્વીમાં તેવો ગુણુ નથી. અવશ્ય, બીજ-કને ઉગવામાં તે, જલ વગેરે અત્યંત સાહાય્ય આપે છે, પણ વૃક્ષરૂપે થવાની ખરી યોગ્યતા તો તે બીજકના પોતાનામાં જ છે, અને તેની એ પોતાની યોગ્યતાએ કરીને જ તે ઉગી શક્યું છે. આ તાડના વૃક્ષનું જીવન કહે છે કે ત્રણથી પાંચ હજાર વર્ષનું હોય છે! એટલું બધું ટકવાની તેનામાં કોણે યોગ્યતા આણી? પૃથ્વીએ જો આણી હોય તો તે બીજા વૃક્ષમાં શા માટે નથી આણતી? પણ તેનું મુખ્ય કારણ એ જ હોવું ઘટે છે કે તેના પોતાનામાં જ દીર્ઘ કાળ જીવન ટકાવવાની યોગ્યતા છે. તેણે કોઇની પાસેથી એ યોગ્યતા મેળવી નથી. માત્ર તે બધાને કુદરત સહાયરૂપ થઇ છે.

જ્યારે આમ છે તો પછી મારે યોગ્યતા મેળવવા શા માટે ગમે ત્યાં ભ્રમવું અને અન્યઉપર આશા રાખવી? વૃક્ષનું બીજ ક્યાં કોઈને પૂછવા જાય છે? પક્ષી ક્યાં કોઇની પાસે શીખવા જાય છે? તો પછી મારે 'પારકી આશ સદા નિરાશ' જેવો શા માટે અનુભવ કરવો જોઇએ? વળી પક્ષી અને બીજકકરતાં મારી પાસે મારે જે કંઇ જોઇએ

છે તેને માટે ન્યૂન સાધનો છે એમ નથી. તો પછી મારે જે જોઇએ છે તે મેળવવા, બીજાને પૂછવાની શા માટે વાર કરૂં? મારે જ મારામાં યોગ્યતા મેળવવી જોઇએ. ત્યારે અન્યપાસેથી યોગ્યતા પામવાના દુર્વિચારને પણ આજથી પ્રણામ છે.

બીજક ઉગવાને માટે–પોતાની યોગ્યતા કરવાને માટે કુદરતસાથે ભળે છે. તો મારે પણ યોગ્યતા મેળવવા કુદરતમાં ભળવું જોઇએ. ત્યારે મારે કઇ કુદરત સાથે ભળવું? પૃથ્વીમાં પડ્યા રહેવું કે પાણીમાં ડુબકાં માર્યાં કરવાં? નહિ. બીજકકરતાં હું જેમ વિશેષ છું, તેમ બીજકની કુદરતકરતાં મારી કુદરતની કળા વિશેષ સૂક્ષ્મ હોવી જોઇએ. વિચાર કરતાં મને જણાય છે કે મારે માટે તો કુદરતરૂપે સદ્વિચાર નિર્ણય કરાયા હોય એમ લાગે છે. તેમાં જો હું યથાર્થ ભળેલો રહું, ક્ષણ પણ તેનાથી દૂર ન પડું તો મારામાં જે કંઇ યોગ્યતા છે, તે તત્કાળ બહાર નીકળી આવે. તે નીકળી આવતાં મારે દિવ્યમૂર્તિસરખા પુરુષનાં દર્શન કરવાં એ રમત વાત છે.

તે આ સદ્વિચાર કયા? ત્યાં મારા વિચારપ્રમાણે તો મને એ જ લાગે છે કે સઉથી પ્રથમ સદ્વિચાર એ હોવો ઘટે છે કે મનુષ્યે પોતાના પૂર્ણત્વનો ઉપયોગ કરવાનો દૃઢ નિશ્ચય કરવો; હાલ મનુષ્ય જે કંઇ કાર્ય કરે છે તેમાં પો-

તાના અપૂર્ણપણાને ભેળવીને કરે છે. તે જમે છે તો તેમાં તેના અપૂર્ણપણાને મેળવીને જમે છે, તે ઉંઘે છે તો તેમાં અપૂર્ણપણાને ભેળવીને, તે વિચાર કરે છે તો તેમાં અપૂર્ણપણાને ભેળવીને કરે છે, તે નિશ્ચયો બાંધે છે તો તેમાં અપૂર્ણપણાને ભેળવીને બાંધે છે, તે ઇશ્વરસ્મરણ કરે છે તો તેમાં પણ અપૂર્ણપણાને ભેળવીને કરે છે, અને આમ શારીર, માનસ કે આધ્યાત્મિક કોઇ પણ વ્યાપાર કરે છે તો તેમાં તે અપૂર્ણતાને ભેળવીને. તેથી જ મનુષ્યનું કાર્ય સિદ્ધ થતું નથી કેમકે કાર્યસિદ્ધિને કરનાર પૂર્ણતા છે.

મનુષ્ય કોઇ પણ કાર્ય કરવામાટે જ્યારે તેનામાં રહેલા પૂર્ણત્વવાળા અંશને ઉદ્યત કરે છે ત્યારે તે કાર્યમાં પૂર્ણ સિદ્ધિ થાય છે. પરંતુ આજકાલ મનુષ્યે પોતાના પૂર્ણત્વનું તો વિસ્મરણ જ કર્યું હોય એમ જણાય છે. તેની વાણીમાં, કૃતિમાં, વિચારમાં, કશામાં પૂર્ણત્વ શોધ્યું જડતું નથી. પૂર્ણત્વનીસાથે જાણે તેને કશો સંબંધ જ ન હોય, પૂર્ણત્વને તે ઓળખતોજ ન હોય એવી રીતે તે પોતાનું અમૂલ્ય જીવન ગાળે છે. ચૂલો સળગાવવા ચીંથરાંની કાકડી કરવાને બદલે તે જરીયાનનું વસ્ત્ર વાપરે છે, ક્ષુદ્રજેવા અપૂર્ણત્વયુક્ત કાર્યમાં તે પોતાના જરીયાન વસ્ત્રસરખા જીવનને બાળી દે છે અને પરિણામે દુઃખી થાય છે. જીવનનું મૂલ્ય ાનાથી અંકાય એમ છે અને તેનું અમૂલ્ય જીવન અ

રીતે મનુષ્ય વાપરે ત્યારે તે બુદ્ધિમાન્ છે, ડાહ્યો છે, વિચારશીલ છે એમ કોણ કહે ?

આત્મા એ પૂર્ણત્વ છે, જીવત્વ એ અપૂર્ણત્વ છે. જીવપણાને જેમાં ને તેમાં આગળ અને આગળ રાખીને મનુષ્ય વિવિધ કાર્યો કરે છે. જીવત્વવડે પોતાના સામર્થ્યનો નિર્ણય બાંધે છે, જીવત્વવડે લક્ષ્યની કલ્પનાઓ બાંધે છે અને જીવત્વવડે અનેક મહાન્ કાર્યોને સફલ કરવાની આશા સેવે છે. સળેકડાથી તે ભીંતને ટેકવી રાખે છે, રૂના પુમડાના પ્રહારથી તે શત્રુને હંફાવવા ઇચ્છે છે, લાકડાના લાડુથી તે પેટ ભરવા ધારે છે અને માખીઉપર બેસીને તે ગગનાવહારી થવા ઇચ્છે છે.

પરંતુ આ ભૂલને પરિણામે જ તે જીવનપર્યંત દુઃખી, ઈપ્સિતાર્થની સિદ્ધિવિનાનો તથા અશક્ત રહે છે. ભગીરથે જ્યારે અમાપ જળની ગંગા પ્રાપ્ત કરી ત્યારે આજે એ જ જાતિના મનુષ્યને એક જળના બુંદમાટે ફાંફાં મારવાં પડે છે, ચ્યવને ગયેલું યૌવન પાછું મેળવ્યું ત્યારે આજે એ જ જાતિના મનુષ્યની પાસેથી પ્રાપ્ત યૌવન તે જાણી પણ શકતો નથી તેવી રીતે વીતી જાય છે. સુદામાએ અનંત સંપત્તિ પ્રાપ્ત કરી ત્યારે તે જ જાતિનો મનુષ્ય આજે તેને સર્વાંશે ગુમાવી નિર્ધન થાય છે. એક જ જાતિમાં આ બે વિરુદ્ધ પરિણામો શાથી ? માત્ર પૂર્વના

તાના અપૂર્ણપણાને ભેળવીને કરે છે. તે જમે છે તો તેમાં તેના અપૂર્ણપણાને મેળવીને જમે છે, તે ઉંઘે છે તો તેમાં અપૂર્ણપણાને ભેળવીને, તે વિચાર કરે છે તો તેમાં અપૂર્ણપણાને ભેળવીને કરે છે, તે નિશ્ચયો બાંધે છે તો તેમાં અપૂર્ણપણાને ભેળવીને બાંધે છે, તે ઇશ્વરસ્મરણ કરે છે તો તેમાં પણ અપૂર્ણપણાને ભેળવીને કરે છે, અને આમ શારીર, માનસ કે આધ્યાત્મિક કોઇ પણ વ્યાપાર કરે છે તો તેમાં તે અપૂર્ણતાને ભેળવીને. તેથી જ મનુષ્યનું કાર્ય સિદ્ધ થતું નથી કેમકે કાર્યસિદ્ધિને કરનાર પૂર્ણતા છે.

મનુષ્ય કોઇ પણ કાર્ય કરવામાટે જ્યારે તેનામાં રહેલા પૂર્ણત્વવાળા અંશને ઉદ્યત કરે છે ત્યારે તે કાર્યમાં પૂર્ણ સિદ્ધિ થાય છે. પરંતુ આજકાલ મનુષ્યે પોતાના પૂર્ણત્વનું તો વિસ્મરણ જ કર્યું હોય એમ જણાય છે. તેની વાણીમાં, કૃતિમાં, વિચારમાં, કશામાં પૂર્ણત્વ શોધ્યું જડતું નથી. પૂર્ણત્વનીસાથે જાણે તેને કશો સંબંધ જ ન હોય, પૂર્ણત્વને તે ઓળખતોજ ન હોય એવી રીતે તે પોતાનું અમૂલ્ય જીવન ગાળે છે. ચૂલો સળગાવવા ચીંથરાંની કાકડી કરવાને બદલે તે જરીયાનનું વસ્ત્ર વાપરે છે, ક્ષુદ્રજેવા અપૂર્ણત્વયુક્ત કાર્યમાં તે પોતાના જરીયાન વસ્ત્રસરખા જીવનને બાળી દે છે અને પરિણામે દુઃખી થાય છે. જીવનનું મૂલ્ય ાનાથી અંકાય એમ છે અને તેનું અમૂલ્ય જીવન અ

મનુષ્યોએ પોતાના પૂર્ણત્વનો ઉપયોગ કર્યો હતો, જ્યારે આજે મનુષ્ય પોતાના અપૂર્ણપણાનો ઉપયોગ કરે છે.

હવે જો મારે પૂર્ણત્વનો ઉપયોગ કરવો હોય તો નિત્ય આત્માને આગળ ને આગળ રાખી કાંઇ પણ વિચાર અથવા ક્રિયા કરવાં જોઇએ. આત્માના જે ગુણધર્મો છે તેને લક્ષીને જ મારે પ્રત્યેક ક્રિયા તથા વિચાર કરવા જોઇએ. આત્મા બલસ્વરૂપ છે. કોઇ કાળે કશાથી પાછો હઠે તેમ નથી. હવે જો હું આત્માને આગળ રાખીને કાંઇ પણ કરૂં તો મારા પ્રત્યેક કર્તવ્યમાંથી મારે દુર્બલતાને દૂર કરવી જોઇએ. કેમકે તે આત્માનો ગુણ નથી. દુર્બળતા જો હું આગળ કરૂં છું તો હું મારા પૂર્ણત્વથી કાર્ય કરતો નથી પણ અપૂર્ણત્વથી કરૂં છું. આ જ પ્રમાણે જીવત્વના પ્રત્યેક ધર્મોને મારા કર્તવ્યના પ્રત્યેક પ્રદેશમાંથી દૂર કરવો જોઇએ અને તેને સ્થાને આત્માના પ્રત્યેક ધર્મને પ્રત્યેક ક્ષણે મારા કર્તવ્યના પ્રદેશમાં પ્રવર્તાવવા જોઇએ. આ નિશ્ચયરૂપ સદ્વિચાર મારે પ્રથમ કરવા યોગ્ય છે.

બીજો સદ્વિચાર એ ધારણ કરવો જોઇએ કે મારે મારા પ્રત્યેક કાર્યમાં મારા પૂર્ણ બળને વાપરવું જોઇએ. ઘણા માણસો પોતાની પાસેના થોડા જ બળને વાપરે છે. કોઇ વિચારના બળને વાપરે છે, તો કોઇ માત્ર શરીરવડે ક્રિયા કરીને શારીરિક બળને જ વાપરે છે. પણ તે યોગ્ય

નથી. પૂર્ણ કાર્ય કરવાને માટે મારા પૂર્ણ બળનો ઉપયોગ કરવો ઘટે છે. એકલા સુવિચાર કે એકલું શારીરિક કાર્ય એ કંઇ પુર્ણ નથી—એમાં કંઇ મારામાં જેટલાં કાર્ય કરવાનાં સામર્થ્યો છે તેટલાં બધાંનો સમાવેશ થઇ જતો નથી—તેથી મારે એક પ્રકારના બળને વાપરવું ન જોઇએ, પણ શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક એમ ત્રણે પ્રકારના બળનો ઉપયોગ કરવો જોઇએ. હૃદયનું બળ તે આધ્યાત્મિક બળ છે.

ત્રીજો સદ્વિચાર મારે એ અખંડ કરવો જોઇએ કે મારે પ્રયત્ન કરવો. અને તે પણ સર્વોત્કૃષ્ટ પ્રયત્ન કરવો. તેમાં જ્યાં સુધી હું શરીરથી, વિચારથી તથા હૃદયથી કાર્ય કરતો નથી ત્યાં સુધી તે સર્વોત્કૃષ્ટ પ્રયત્ન કહેવાતો નથી અને સર્વોત્કૃષ્ટ પ્રયત્ન થયાવિના સર્વોત્કૃષ્ટ કાર્ય સિદ્ધ થવું સંભવતું નથી. અને તેથી તમારે સર્વોત્કૃષ્ટ પ્રયત્ન કરવો જોઇએ. આ સર્વોત્કૃષ્ટ પ્રયત્ન ક્યારે થઇ શકે છે કે જ્યારે મનુષ્યમાં તે કરવાને માટે ઉત્સાહ પ્રકટે છે. ઉત્સાહથી કઠિનમાં કઠિન કાર્યો, અશક્તમાં અશક્ત મનુષ્ય સાધી શકે છે. આ ઉત્સાહ મારા પ્રત્યેક અણુમાં જાગ્રત્ કરવો જોઇએ કેમકે જે અણુમાં તે ઉત્સાહ પ્રકટે છે તે પ્રત્યેક અણુ પોતાના સર્વોત્તમ સામર્થ્યને બહાર કહાડીને પ્રયત્ન કરવા તત્પર થાય છે. ઉત્સાહ એ જીવનને પ્રકટાવનાર તત્ત્વ છે. અને તેથી જેટલા પ્રદેશમાં હું તેને પ્રકટાવીશ તેટલો પ્રદેશ જીવનપૂર્ણ થશે,

અને તેમ થતાં તે એવા અસાધારણ સામર્થ્યવાળો થશે કે જે સર્વોત્કૃષ્ટ પ્રયત્ન કરશે, અને તેમ થતાં જે કાર્ય હું ધારીશ તે અવશ્ય સિદ્ધ કરીશ.

વળી એક એ સદ્વિચારને પણ મારે સેવવો જોઇએ કે નિત્ય અત્યંત આનંદમાં રહેવું. આનંદ એ મનુષ્યમાં રહેલી સર્વ શક્તિઓનો અત્યંત વિકાસ કરનાર છે. જ્યારે ક્લેશ અથવા ચિંતા મનુષ્યની સર્વ શક્તિઓને સંકુચિત કરનાર છે. અને શક્તિઓનું સંકુચિત થવું એટલે સામર્થ્યમાત્રની ન્યૂનતા થઈ જવી અને અસામર્થ્યનું પ્રકટ થવું એ છે. આવું હું કદાપિ થવા દઇશ નહિ. આનંદ એ ઈશ્વરનું લક્ષણ છે, અને તેથી તેને જ્યાં જ્યાં હું પ્રકટાવીશ ત્યાં ત્યાં હું વિજય, વિજય અને વિજય જ જોઇશ.

આ ઉપરાંત એક એ સદ્વિચારને પણ હું ધારીશ કે મારે મારી પ્રત્યેક ક્રિયા પછી તે શરીરની, વિચારની કે હૃદયની, ગમે તે હો, પણ તેમાં હું સર્વોત્તમનો જ આવિષ્કાર પ્રકાશ–કરવા આગ્રહી રહીશ. 'સવરામ વસીનો અધમણીઓ ઝોંસવો તે ઝોંસવો' એમ કરી કોઇ પણ માથાઉતાર કામ કરીશ નહિ. એમ કરવાથી તે કાર્યમાં વપરાતા બળનો ક્ષય થાય છે, પણ તેમાંથી શ્રમવિના કશું પાછું મળતું નથી. પરંતુ સર્વોત્તમ કાર્ય કરવામાં આવે છે તો તે બીજા એથી અધિક ઉત્કૃષ્ટ કાર્ય કરવાના સામ-

થઈને તે સાથે સાથે જ પ્રકટાવે છે અને તેમ થવા-થી તેવા ઉત્કૃષ્ટ કાર્યમાં વપરાયેલું બળ ક્ષીણતાને અપા-વતું નથી પણ બલની અધિક વૃદ્ધિને કરાવે છે. મનુષ્યનું પ્રત્યેક કાર્ય એ તેનું એક નાનું શરીર છે—તેનું બાલક છે. અને તેથી મનુષ્ય છેક પોતાના સર્વ ઉત્તમ સામર્થ્યનો ઉપયોગ કરી પોતાના કાર્યમાં સર્વોત્કૃષ્ટ આવિષ્કાર પ્રકટાવવા યત્નશીલ રહે છે, તેમ તે તેના નાના શરીરને—તેના બાલકને—સર્વોત્તમરૂપે બહાર પ્રકાશમાં આણી શકે છે. અને આમ સર્વોત્તમ આવિષ્કાર કરવાની ક્રિયા મનુષ્યના જીવનને વધારી તેમાં અધિક અને અધિક ચૈતન્યનો પ્રકાશ કરનારી છે. આત્મા જ્યાં ત્યાં સર્વોત્તમનો જ આવિષ્કાર કરે છે. ગમે તેવું ગબડગંદુ કામ કરતો નથી, તેમ હું પણ આત્માને આગળ રાખીને કામ કરનાર થવાનો હોવાથી મારા નાના કે મોટા પ્રત્યેક કાર્યને મારાથી બનશે એટલું સર્વોત્તમ કર-વાનો યત્ન કરીશ. તેની જ સાથે પ્રત્યેક કાર્યમાં જેમ બને તેમ અપૂર્વતા—નવીનતા—અને તે ઉત્તમોત્તમ પ્રકારની અપૂ-ર્વતા લાવવાનું ચુકીશ નહિ.

અને આ સર્વનીસાથે એ એક સદ્વિચાર હું અવ-શ્ય રાખીશ કે મારા લક્ષ્યને મારે અત્યંત ઉચ્ચ રાખવું ગમે તેવા હલકાનું કદાપિ ચિંતન કરીશ નહિ. જીવત્વના ધ-ર્મોને કદી લક્ષ્યરૂપે અંગીકાર કરીશ નહિ. જે અત્યંત

સામર્થ્યમય, અત્યંત પ્રેમમય, અત્યંત મનોહર, અત્યંત ઉચ્ચગુણયુક્ત, અત્યંત જ્ઞાનમય, અત્યંત તૃપ્તિમય, અત્યંત નિરામય તથા અત્યંત ભવ્ય હશે તેને જ હું લક્ષ્યરૂપે માનીશ. તે લક્ષ્યપ્રતિ નિત્ય હું જઇશ અને તેમાંથી કંઈ ને કંઇ અધિક ઉચ્ચ મેળવીને હું પાછો આવીશ. ભય, ક્રોધ, દ્વેષ, ઇર્ષ્યા, ચિંતા, મમત્વ, એ તથા તેની જ કોટિના સર્વ દોષોને હું તિલાંજલિ આપીશ. નિરંતર ઉચ્ચ અને ઉચ્ચમાં હું રમીશ. નિરંતર વિશાલતામાં, સૌન્દર્યમાં, નિઃસ્વાર્થમાં, પુષ્કળતામાં, બલવત્તરતામાં, શુભમાં, સુખમાં અને જ્ઞાનમાં જ રમીશ. અહો ! તે ક્ષણનો મારો અદ્ભુત આનંદ વર્ણ્યો જશે નહિ. અન્યને દુઃખ તથા ક્લેશથી ભાસતું જગત્ મને ઈશ્વરની એક પરમ ચમત્કૃતિરૂપ લાગશે. અન્યને પાપની પ્રતિમારૂપ દેખાતું આ જગ મને પ્રભુની પ્રતિમારૂપ લાગશે. અણુઅણુમાં જીવત્વની સ્ફુર્તિને સ્થાને પ્રભુની રમ્ય લીલાને હું નિરખીશ, અને જેને જગત્ જીવો કહે છે તેને હું પ્રભુની મંજુલ મૂર્તિઓ ભાળીશ. સર્વમાં ઈશ્વરને જોતો, ઈશ્વરની વિભુતા—વ્યાપકતામાં અવગાહન કરતો હું અવશ્ય મારા એ લક્ષ્ય અથવા ધ્યેય સ્વરૂપ જ થઇ રહીશ.

પ્રાણીમાત્રપ્રતિ—ચરઅચર—દશ્ય અદશ્ય—સ્થૂલ સૂક્ષ્મ—સર્વપ્રતિ હું અમાપ અને અનંત પ્રેમને મારાં સ્થૂલ અને આંતર ઉભય નેત્રોવડે રેલાવી દઇશ. જ્યાં ત્યાં અને જે તે

એ દિવ્ય પ્રેમમય કરી મૂકીશ. આ પ્રેમ કેવો હશે ?

આ વિચારનું ઉત્તર તેનું મન આપવા જતું હતું ત્યાં સૂર્ય ભગવાને પોતાનું છેલ્લું રશ્મિ ગિરિની એક ટોચ-ઉપર પ્રસાર્યું અને તેની જ સાથે દીનબંધુની દૃષ્ટિનું રશ્મિ પણ સહગામી થયું. ઉભય રશ્મિઓ એક કેન્દ્રમાં મળ્યાં. અને તે જ ક્ષણે ભવ્યરૂપે ભાસતી દિવ્યમૂર્તિપ્રતિ જોતો બોલ્યો, અગમ્ય મૂર્તિ ! મળ્યું, મારા છેલ્લા પ્રશ્નનું ઉત્તર મળ્યું. મારે પ્રેમની કલ્પના કરવાની જતી રહી. સાક્ષાત્ તે પ્રેમ હું આ જ ક્ષણે તારાં નેત્રમાં જોઇ રહું છું. અહો ! નેત્રમાં કેવો અદ્ભુત અમૃતમય પ્રેમ ! હા–તે જ–તેવો જ પ્રેમ મારાં નેત્રોમાં પ્રકટાવીશ. મારે ધારણ કરવાનો મુખ્ય ગુણ તેં મને પ્રત્યક્ષરૂપે બતાવ્યો. મારા છેલ્લા પ્રશ્નનું ઉત્તર મળ્યું. કલ્પના–ગમે તેવી કલ્પના–મટી ગઇ. સત્ય અને અદ્વિતીય પ્રેમદૃષ્ટિ જોઇ. હવે હું તે કેમ ભૂલીશ ! પૂજ્ય મૂર્તિ ! મારા તને અનંત પ્રણામ છે. તારી આવી અલૌકિક પ્રેમદૃષ્ટિ એ જ મારી દૃષ્ટિ થઈ રહો.

અને આ છેલ્લા શબ્દની સાથે સૂર્યાસ્ત થયો, અને મૂર્તિઉપર છાયા આવી ગઇ. દીનબંધુ ક્ષણભર સ્તબ્ધસરખો થઇ રહ્યો. તેને જેવી પ્રેમદૃષ્ટિ અત્યંત રુચતી તેવી કોઇ અલૌકિકતાયુક્ત તે દિવ્યમૂર્તિની દૃષ્ટિ તેને જણાઇ. અને તેથી તેને અપરિમિત તૃપ્તિ થઇ. હજી જાણે તેની દૃષ્ટિ

એ જ દિવ્ય પ્રભાવાળાં, ઓજસ્પૂર્ણ પ્રેમભર્યાં નેત્રો જોઇ રહી હોય તેમ લાગ્યું. બે પાંચ ક્ષણ જોતો તે સાવધ થયો. આસપાસ જોવા લાગ્યો. સંધ્યાસમય પોતાની એક પ્રકારની અલૌકિકતાને જગત્પ્રતિ પ્રસારી રહેલો જણાયો, તે જાણે દિવ્ય સૌન્દર્યયુક્ત મુખ રક્ત ઉડી જતાં કૃશ અને ફીકું જણાય, છતાં તેમાં જેમ એક અલૌકિક શોભા રહેલી છે, તેવી સાયંકાલની શોભા તેને જણાઇ.

તેણે વિચાર કર્યો, હવે ઘેર જવું જોઇએ. એમ વિચારી પાસે જળના વહેતા નિર્મળ ઝરણમાં હસ્તમુખપ્રક્ષાલન કર્યાં. કોમલ તથા શીતલ જલથી તેનું મગજ વધારે શાંત થયેલું ભાસ્યું. નેત્ર સર્વથી અત્યંત તીવ્ર જ્ઞાનતંતુ હોવાથી તેના ઉપરની અસર આખા શરીરમાં સત્વર પ્રકટવાને લીધે તેને શરીરમાં પણ શાંતિનું ભાન થયું. શરીરમાં નવીન બળ આવેલું ભાસ્યું.

તે ઉઠીને ગૃહપ્રતિ ચાલવા લાગ્યો. પૂર્વના ઉત્સાહજનક વિચારોથી તેના શરીરમાં આ ક્ષણે નવો વેગ આવેલો જણાયો. આવતી વખતે પગમાં જે દુર્બલતા હતી તેને બદલે આ વખતે સામર્થ્ય જણાવા લાગ્યું. ચિત્તમાં, આવતાં જે ઉદાસીનતા હતી તેને બદલે હવે પ્રસન્નતા તથા ઉત્સાહ હતો. આજે તેને નવું જીવન આવેલું લાગતું હતું.

પૃથ્વીઉપર જાણે પ્રતાપમય ડગલાં ભરતો હોય એમ નિર્ભયતાથી તથા બળપૂર્વક તે ચાલતો હતો.

માર્ગમાં ચાલતાં તે વિચારવા લાગ્યો, આ સાધુપુરુષ પધાર્યા તે પણ બહુ સારું થયું. તેમણે પોતાનામાં દિવ્યમૂર્તિપણું તો ન જણાવ્યું, પણ મને એથી બીજો અધિક લાભ થયો. મારા કર્તવ્યની શ્રેણી જે આજ સુધી હું નક્કી કરી શકતો ન હતો, તે આજ નક્કી થઇ. આજપર્યંત જે વિચારો મને નહિ પ્રકટેલા તે આજ પ્રકટ્યા. કોઇ નવીન જાતનો આગ્રહઉત્સાહ પણ આજ અપૂર્વ વેગથી પ્રકટતો જણાય છે. નિશ્ચય હવે હું દિવ્યમૂર્તિસદૃશ પુરુષને જોવા ભાગ્યશાલી થઇશ જ. દિવ્યમૂર્તિજેવા પુરુષનાં દર્શન કરવાં—દિવ્યમૂર્તિના અંશોને કોઇ પુરુષમાં પ્રકટેલા જોવા—એને માટે હું અત્યંત આતુર છું. આજે કરેલા વિચારોપ્રમાણે હવે હું મારી યોગ્યતાને પ્રતિદિન વધાર્યા કરીશ. અને યોગ્યતાના અવધિએ એવી એક પણ વસ્તુ નથી કે જે મને વા ઇતરને પ્રાપ્ત થયા વિના રહે. તો પછી દિવ્યમૂર્તિનો સાક્ષાત્કાર થવો એમાં શું મોટી વાત છે?

આમ વિચાર કરે છે એટલામાં ઘર આવ્યું અને તેમાં જઇને પોતાના પ્રાપ્ત કર્તવ્યમાં યોજાયો.

દિવસોઉપર દિવસો ચાલવા લાગ્યા. અને તેની સાથે દીનબંધુએ કરેલા નિશ્ચયપ્રમાણે તે પણ આગળ અને આગળ પંથ કાપવા લાગ્યો. પેલા સાધુ પુરુષ થોડો વખત ગામમાં રહ્યા. સમય જતાં લોકોનો પ્રથમ જે કંઇ ભાવ જણાતો હતો તે ઘટવા લાગ્યો. લોકોએ તેમનાતરફથી જે કંઇ આશા રાખી હતી તે સફળ થવા લાગી નહિ. તેમના પ્રતિ ઘણાનો અભાવ થવામાં મુખ્ય કારણ તો એ હતું જે પ્રથમ કેટલાક દિવસ જણાયું નહિ, પણ ધીમે ધીમે વધારે અને વધારે લક્ષમાં આવતું ગયું કે તેમનો સ્વભાવ અત્યંત વાચાળ હતો. અને તેમાં પ્રસંગે તો એટલે સુધી વાતોએ ચઢતા કે દહાડે દીવે મનુષ્યોને આસ્માનના તારા દેખાડે! જેમ ફાવે તેમ ગપ્પાં હાંકે, તે કંઇ સંબંધવાળાં કે મૂલ્યવાળાં કે સત્યવાળાં હોવાં જોઇએ એવો નિયમ ન હતો. અને તેમાં તેમની પોતાની મહત્તાનો ભાગ વિશેષ પ્રમાણમાં આવતો. આરંભમાં તો લોકો તેમના ભજનથી આકર્ષાયા, અને પુષ્કળ આવ જા થવા લાગી. પણ પછી દિવસ જતા ગયા તેમ તેમણે ભજનની ધૂન ઓછી કરવા માંડી

અને જેના તેના આગળ વાતો કહેવા બેસે તેમાં કશો ઢંગ-ધડો ન મળે. પ્રસંગે તો સવારે બોલે તેનાથી વિરુદ્ધ વાતો સાંજના જ તેમને મ્હોડેથી નીકળી જાય. આવું જ્યારે ઘણું પ્રચલિત થયું એટલે લોકોનો તેમના પ્રતિનો ભાવ ઘટતો ચાલ્યો. પ્રસંગે તે કહેતા કે હું સ્વર્ગલોકમાં જઇ આવું છું, ઇન્દ્રને મળું છું. તમારે માટે સારી રીતે વર્ષાદ નાખે એમ ભલામણ કરૂં છું. પ્રસંગે કહેતા કે 'નાગલોકમાં' પણ મારૂં જવું થાય છે. એક વખત નાગલોકમાં અચાનક ગરુડ આવી ચઢ્યો. બધા નાગ તો એકાએક ભય પામવા લાગ્યા. અને આમ તેમ દોડાદોડી કરવા લાગ્યા. નાગણી કે જેના સ્વરૂપની વાત તો કહી જાય નહિ એવી હોય છે તે બિચારી આમથી તેમ અને તેમથી આમ દોડધામ કરવા લાગી. એટલામાં હું ત્યાં જઇ ચઢ્યો. નાગણીઓ તો મને પગે લાગવા માંડી અને રડતી રડતી કહેવા લાગી કે અમને બચાવો. અમારા સ્વામીને આ ગરુડ ખાઇ જાય છે તેમાંથી તેમને બચાવો. મેં જોયું તો ગરુડે બે ચાર નાગને હાથવડે પકડેલા, બે ચાર મોંમાં અર્ધપરધા ગયેલા અને એવી સ્થિતિમાં તે બધાને બીક ઉપજાવ્યા કરે. મેં વિચાર્યું, એમ ને એમ ગરુડ નહિ માને. એટલે મેં તરત વિષ્ણુનું રૂપ લીધું અને કહ્યું, અલ્યા દુષ્ટ! તું આ નાગલોકમાં આવી આ બિચારાઓને કેમ સતાવે છે? તું નથી જાણતો કે મારા

મસ્તકઉપર રહેનાર શેષનાગના આ તો બધા કુટુંબિઓ છે ? અને તેથી તારાથી તેમનું ભક્ષણ ન થાય એ ખબર નથી ? માટે એકદમ બધાને ત્યજીને અહિંથી ચાલ્યો જા. અને ફરી આ તરફ આવ્યો તો તારી વાત તું જાણયે. ગરુડ ગભરાયો, અને કહ્યું મહારાજ ! ભુલ્યો, મને માફ કરો. હવેથી કદી નહિ આવું, અને આ બધા નાગને છોડી દઉં છું. પછી છોડીને તે ચાલતો થયો. જે જે નાગને ગરુડનું ઝેર ચઢયું હતું, તે પાછું ઉતાર્યું, ત્યારે એ બધા શુદ્ધિમાં આવ્યા અને ત્યારથી નાગણીઓ તો બિચારી બધી મારે અધીન રહે છે.

કોઇ વખતે તે એમ જ કહેતા કે ' એક વખત હું રસ્તામાંથી જતો હતો. રસ્તો સાંકડો હતો. એવામાં સામેથી એક માતેલો સાંઢ ખુબ ખીજવાઇને દોડતો આવ્યો. મારાથી પાછું પણ ભગાય એમ નો'તું, કેમકે તેમ કરૂં તો પાછળથી એ મને મારી પાડે. આથી પછી હું તો હિંમતથી ઉભો, અને મારા સામું આવી મને મારવાને માથું જ્યાં નમાવીને એ સામો થાય છે કે તરત મેં એક કુદકો માર્યો અને તેને ઓળંગીને બીજી બાજુ જઇ પડ્યો. અને પડતાની સાથે જ મેં તેનું પૂછડું પકડી લીધું, અને પછી બે હાથેથી તે પૂછડું પકડીને એવો તો ગોળ ચક્ર ચક્ર ફેરવ્યો કે બિચારો અધમુઓ થઇ ગયો. જ્યારે ફેં ફેં કરતો થઇ ગયો, ત્યારે પછી જવા દીધો.

કોઇને તે એમ કહેતા કે બાલારામે (તે ગામના એક વિદ્વાન્ સંન્યાસી) તો આપણી પાસે જ વેદાધ્યયન કરેલું. નાના હતા ત્યારે આપણે ત્યાં આવે અને થોડું ઘણું ભણે. નાનપણમાં તો બુદ્ધિ કશી જ નો'તી, પછી કેટલી મહેનત લીધી ત્યારે ઠેકાણે આવ્યા. આ તમારે પેલા યોગની ક્રિયા કરનાર રામશર્માની વાત તમે જાણો છો ? એને પહેલાં તો કશું જ નો'તું આવડતું. કંઇ વાંચીને અને કંઇ કોઇ ગમે તેવા પાસેથી થોડું ખોટું ખરૂં શીખી લાવીને ક્રિયાઓ કરવા માંડી હતી. પણ પછી મારી પાસે એક દહાડો આવીને તે કહેવા લાગ્યો; મહારાજ ! હું યોગ કરૂં છું, પણ તેથી મારા પેટમાં નળ ભરાઇ ગયા હોય એમ લાગે છે, અને તેથી બહુ દુઃખ થાય છે. માટે કંઇ દયા કરીને ઉપાય બતાવો તો મારૂં દરદ મટે. બહુ આજીજી કરી ત્યારે પછી એને દવાબવા આપીને ઠીક કર્યું. અને પછી દસ વર્ષસુધી મારી પાસે એને રાખીને મેં જ યોગનો અભ્યાસ કરાવ્યો. કોઇને કહે, આ તમારા ગામમાં થોડા વખતપહેલાં જે ભાસ્કરાનંદ સ્વામીએ સમાધિ લીધી, તેને સમાધિની કળા આપણે જ બતાવેલી. એ તો મૂળ બુડથલ હતો. બધા એને ભાખરાનંદ, ભાખરાનંદ કહેતા અને ચીડવતા. થોડા દહાડા અમારાએ મારી સેવા કરી, અને એને સમાધિનો બહુ શોખ હતો તેથી પછી મેં એને થોડી કળા બતાવી. છેક નાનો હતો ત્યારે એ મારી પાસે રહેતો.

આવી અને આવી ગપ્પો હાંકયા કરતા. ભાસ્કરાનંદ સ્વામીનું વય તો આ પુરુષકરતાં મોટું હતું, એટલે ભાસ્કરાનંદપાસે એ બાલક થઇને જાય તો બનવા જેવું હતું! અને યોગાભ્યાસી રામશર્મા જે વખતે તેમની પાસે શીખવા આવતા એમ તે કહેતા, તે સાલથી હીસાબ ગણતાં આ સાધુનું આજે ૮૦-૯૦ વર્ષનું વય થવું જોઇએ. જ્યારે એ ૫૦-૬૦ વર્ષના હતા. આવા અંસબદ્ધ ગપ્પાં તેઓ ચલાવતા. કોઇ આવા હિસાબ ગણીને તેમને સમજાવે અને ગભરાવે તો પછી અકળાતા અને કહેતા કે એમાં તમે સમજો નહિ. આથી લોકોનો ભાવ ન્યૂન થવા લાગ્યો. પછી તો કેટલીક વખતે કોઇ કોઇ મનુષ્યો આવી ને આવી નપગી વાત તેમની પાસેથી કહેવડાવે અને પછી તેમાં કંઇ આંટીઘુંટી ખોળીને તેમને વચનમાં બાંધે, એટલે પછી તે અકળાય, અને પેલા લોકો આનંદ પામે. આમ થવાથી એક દિવસ તે પુરુષ ત્યાંથી ચાલી નીકળ્યા. લોકો જે તેમને દિવ્યમૂર્તિસરખા પુરુષ કહેતા તે તેમની ભૂલ સમજતા થયા અને તે પુરુષના જવા પછી પાછા પૂર્વવત્ દિવ્યમૂર્તિસરખા પુરુષની વાટ જોવા લાગ્યા.

ગમે તે કારણથી પણ તે લોકોને દિવ્યમૂર્તિપ્રતિ કોઇ અપૂર્વ માહાત્મ્યયુક્ત ભાવના હતી. તે સામાન્ય મનુષ્ય જેવી નથી, પણ અસામાન્યસરખી છે એમ તેઓ

માનતા. તેનામાં શો ચમત્કાર છે તે કોઇએ હજી અનુભવ્યું ન હતું, અને તેમ છતાં તે અપૂર્વ ચમત્કારિક છે એમ લોકો કહેતા. તેનામાં શું સામર્થ્ય છે એ કોઇને ખબર ન હોવા છતાં સર્વ કોઇ તેને સામર્થ્યયુક્ત માનતા. તેની સાથે તેઓ એમ પણ માનતા કે તે મૂર્તિસરખો પ્રતાપમય તથા તેની આકૃતિને મળતો જ કોઇ પુરુષ પણ ભવિષ્યમાં આવશે અને તેથી તેઓમાંથી જે કોઇ દિવ્યમૂર્તિપ્રતિ જોતું તે તેની પાસે તે મૂર્તિસદશ પ્રત્યક્ષ પુરુષની યાચના કર્યાવિના રહેતું નહિ.

કેટલોક સમય વીતી ગયો. દીનબંધુની ઇચ્છા અધિક અને અધિક આતુર થતી ચાલી. પણ તે ઇચ્છાને જ જોતો બેશી રહ્યો ન હતો. તે એવા દિવ્યમૂર્તિસદશ પુરુષને જોવા માટેની યોગ્યતા પ્રાપ્ત કર્યે જતો હતો. એવામાં એક દિવસ લોકોની દૃષ્ટિએ એક વિશાળ ક્ષેત્રમાં એક દિવ્યસરખો મહાલય રચાતો દૃષ્ટિએ પડ્યો. અત્યંત વિસ્તારવાળા એક ક્ષેત્રમાં અતિ વિશાલ અને ભવ્ય મહાલય રચાતો સર્વની દૃષ્ટિએ આવ્યો. હજારો મનુષ્યો ત્યાં કામે લાગી રહ્યાં હતાં. તડામાર કામ ચાલી રહ્યું હતું. જોનારની દૃષ્ટિને ચકિત કરી નાંખે એવી ઉત્તમ રીતે તે બનતો હતો. દિવસ અને રાત્રિ પુષ્કળ કામ ચાલતું અને અત્યંત ત્વરાથી તે મહાલય રચાતો.

આ મહાલય કોનો હતો ? કેટલાક વર્ષોપૂર્વે એ-

તેમ જ જ્યાં જ્યાં જે જે કંઈ પુષ્કળ, સવિશેષ અને સર્વોત્તમ થતું તે તેને અર્પતા. સમુદ્ર તો તેની સેવામાં નિત્યનો જ હાજર હતો; સૂર્ય જાણે તેને માટે જ પૃથ્વીમાંથી પાક નીપજાવતો હતો, વૃક્ષો જાણે તેને માટે જ ફલ ઉપજાવતાં હતાં, પૃથ્વી જાણે તેને અર્થે જ કંઈ કંઈ અમૂલ્ય પદાર્થોને પોતાનામાં ભરી રહી હતી, ચંદ્ર જાણે તેને માટે જ મોતી પકવતો હતો, અને મનુષ્યો જાણે તેનું જ કાસદીયું કરવાને માટે પ્રકટાવવામાં આવ્યા હતા. ગમે તે જાતનો, ગમે ત્યાંનો ગમે તે પદાર્થ હોય પણ તે તેને મન સુવર્ણ હતો. પૂર્વની કોઈ કોઈ વાતો આપણે શ્રવણ કરીએ છીએ કે અમુક તો જેને હાથ અડાડે તે સોનું થઈ જતું, તે આના સંબંધમાં પ્રત્યક્ષ સત્ય હતું. જે તેને ત્યાં આવતું તેનું થોડા વખતમાં જ સુવર્ણમાં રૂપાંતર થતું—તેમાંથી તે સુવર્ણને ઉપજાવી લેતો. પૃથ્વીની ખાણોને પણ તે હીરા રત્નાદિ પૂરાં પાડવા સમર્થ હતો અને સમુદ્રને કદાપિ મોતીનો ટોટો પડે તો તેને પણ તે આપવા શક્તિમાન્ હતો. એ તો શું પણ કદાચ ધનેશ્વર કુબેરને ધનનો ટોટો જણાય તો તેને પણ તે જોઈતા પ્રમાણમાં આપવા સમર્થ હતો! આવી રીતે ઘણાં વર્ષોપર્યંત તે અસંખ્ય પ્રમાણમાં ધનને કમાયો અને તેથી તેને જે તે કોઈ સુવર્ણરાજ એ નામથી બોલાવતા. આમ જ્યારે તેની સંપત્તિને ગણવામાં સેંકડો વર્ષો ચાલ્યાં જાય એટલા સમયની

જરૂર પડે એમ જણાયું, તથા તેની અવસ્થા પણ વૃદ્ધ થવા આવી એટલે એણે પોતાના સ્વદેશપ્રતિ જવાની ઇચ્છા કરી. સ્વદેશ કોને પ્રિય નથી હોતો ? પરદેશમાં સંપત્તિ હોય છે, ઉદ્યમ હોય છે, અનેક પ્રવૃત્તિ હોય છે, વ્યાપાર હોય છે, પણ નિવૃત્તિ અથવા શાંતિ તો સ્વદેશમાં જ હોય છે, એમ તેને લાગવાથી પોતાની વૃદ્ધાવસ્થાનું શેષ આયુષ્ ત્યાં ગાળવાનો તેણે નિર્ણય કર્યો. અને તેમ કરીને પોતાના ગામમાં પોતાની આ અનર્ગળ સંપત્તિને યોગ્ય એક દિવ્ય સરખો મહાલય રચવાને ધાર્યો. તેણે દેશદેશના ઉત્તમ કારીગરોને બોલાવ્યા, દેશદેશનો ઉંચામાં ઉંચી જાતનો સામાન મંગાવ્યો, અને તેવડે એક સર્વોત્તમ મહાલય રચવાની આજ્ઞા કરી.

આ મહાલય રચાતો જોઇ, તેની અદ્‌ભુતતા જોઇ, ત્યાંના લોકોએ ધાર્યું કે અનંત સામર્થ્યવાળો આ મહાલયનો માલિક જ દિવ્યમૂર્તિસરખો પુરુષ હોવો જોઇએ. બીજા કોઇથી આવાં કાર્યો કરી શકાય નહિ. કોઇ દિવસ તે જરૂર અહિં આવશે અને તેમ થતાં આપણે હવે ખરેખરા દિવ્યમૂર્તિસરખા પુરુષને જોઇશું. આ વાર્તા ગામમાં સઘળે પ્રસરી અને સઘળી પ્રજા અત્યંત આનંદમાં આવી ગઇ અને તે પુરુષ એ જ ખરો દિવ્યમૂર્તિવાળો પુરુષ છે એમ બધા કહેવા લાગ્યા, અને તેની આતુરતાપૂર્વક વાટ જોવા લાગ્યા.

સમય તેની ગતિના નિયમથી ચાલ્યો જતો હતો. કાળે

કરીને મહાલય તૈયાર થયો. તૈયાર થતાં જણાયું કે તેની સરખામણીમાં કોઇને પણ મૂકી શકાય એમ ન હતું. તેનો વિસ્તાર અત્યંત હતો. અને તેમ છતાં એક સ્થાને જેવી જાતની કારીગીરી અને અપૂર્વતા હતી તેવી બીજે સ્થળે જોવામાં આવતી નહિ. દરેક ભાગ અને પ્રત્યેક સ્થાનમાં અવનવી શોભાથી તે રચવામાં આવ્યો હતો. તેની આસપાસ સુંદર બગીચો અત્યંત વિશાળ પ્રમાણમાં રચવામાં આવ્યો હતો, એટલું જ નહિ પણ મહાલયની અંદર પણ મધ્યે મધ્યે નાના નાના બગીચાઓ કરવામાં આવ્યા હતા.

મહાલય પૂર્ણ થતાં તેમાં દૂર દૂર દેશના અત્યંત મૂલ્યવાળા તથા આશ્ચર્યકારક પદાર્થો તેની શોભાને માટે લાવવામાં આવ્યા. વિવિધ પ્રકારના રંગ બેરંગી આસ્તરણો (પાથરણાં), સુવર્ણ ચાંદીના અનુત્તમ કારીગીરીના પદાર્થો, હસ્તીદંતની વસ્તુઓ, અને એ વિના વિવિધ વૈભવોથી તે ભુવનને અલંકૃત કર્યું. ભુવનઉપર સુવર્ણ ચાંદીના ભવ્ય કલશો સ્થાપવામાં આવ્યા. અને તેના ઉપર જ્યારે સૂર્યનાં પ્રખર રશ્મિઓ પડવા માંડ્યાં ત્યારે તેમાંથી નીકળતા તેજથી જોનારને એમ લાગવા માંડ્યું કે આ કલશો તો કદાચ સૂર્યને પ્રકાશ આપતા નહિ હોય ! તે કલસોમાંથી નીકળતા તેજથી આસપાસની પૃથ્વી છવાઇ રહેતી અને સુવર્ણરૂપતાને ધારણ કરી રહેતી. બરફનો સમૂહ જેમ તાપ પડતાં ઓગળી જાય, તેમ એ

ભુવનઉપર સૂર્યનાં રશ્મિઓ પડતાં ત્યાં એટલો તો ચકચકિત પ્રકાશ છવાઇ રહેતો કે જેથી વખતે એમ ભ્રાંતિ પડે કે એ મહાલય ઓગળીને રસરૂપ તો નહિ થઇ જતો હોય ! અંગણનાં દ્વારો અત્યંત ભવ્યતાવાળાં તથા અનુપમ કારીગીરીથી પૂર્ણ હતાં. વિવિધ ધાતુઓના તારોથી તેમાં જડતર કામ કરવામાં આવ્યું હતું. ચંદનના તે દ્વારની સુગંધથી આસપાસનો સઘળો પ્રદેશ મઘમઘી રહેતો તેમાં મધ્યે મધ્યે સુવર્ણના મોગરાઓથી તેની શોભામાં વૃદ્ધિ થતી હતી.

કોઇ કોઇ ઓરડાની ઉપરની છતો એવી તો કારીગીરીથી બનાવી હતી કે જાણે તે આકાશનો જ ભાગ હોય તેમ જણાતું, અને તેથી જોનારને સહસા ભ્રાંતિ થતી કે આ ઉપર પોલાણનો ભાગ કેમ રાખવામાં આવ્યો હશે ? કોઈ કોઇ છતમાં તો કોઇ જમીનઉપર એવી કારીગીરી કરવામાં આવી હતી કે જાણે ત્યાં બધું જલ જ ભરેલું હોય એમ જણાય. અને આવું અદ્ધર જલ શી રીતે રહ્યું હશે એમ પ્રત્યેક જોનારને શંકિત કરે એમ હતું. નિરુપાયે જ્યાં હલકી ધાતુઓ વાપરવી પડે તે શિવાય બીજી સઘળી જગાએ સોનું ચાંદી જ વપરાયાં હતાં. પ્રત્યેક ઓરડામાં અપૂર્વ શોભા હતી કે જેનું વર્ણન કોઇ રીતે પૂર્ણ અંશે થવું સંભવિત નથી. કેટલીક ભીંતો પારદર્શક બનાવેલી હતી,-તો કેટલીક ભીંતોઉપર એવો રંગ કરવામાં આવ્યો હતો કે જેને જોતાં એક જંગલના દેખાવનું જ ભાન થાય.

આવો અલૌકિક મહાલય પૂર્ણ થયાના સુવર્ણરાજને સમાચાર આપવામાં આવ્યા, એટલે તેણે ત્યાં આવવાનું વિચાર્યું. તેને આવવાનું નક્કી થયું એટલે તેના આગમન-નિમિત્ત તે મહાલયને અધિકાધિક શોભાવવામાં આવ્યો. ધ્વજાપતાકા તોરણ આદિથી તે મહાલયને તથા આસપાસની પૃથ્વીના વિભાગને શૃંગારિત કરવામાં આવ્યો. અને તેમ થતાં પરમ સુંદર શરીર જેમ શ્રેષ્ઠ વસ્ત્રાલંકારથી અત્યંત આકર્ષક તથા દેદીપ્યમાન દેખાય, તેવો જ તે જણાવા લાગ્યો.

નગરમાં અધિક પ્રબળ વેગથી તે વાર્તા ચાલી. આવો સમર્થ અને ધનાઢ્ય પુરુષ દિવ્યમૂર્તિને અનુરૂપ પુરુષવિના બીજો કોઈ હોઇ શકે જ નહિ એમ જ્યાં ત્યાં કહેવાવા લાગ્યું. આવા ઉત્તમ ભુવનમાં તે બીજો રહી જ કોણ શકે, માટે નિશ્ચય એ જ દિવ્યમૂર્તિ પુરુષ. અહો ! આપણાં ધન્યભાગ્ય કે આપણે તેને જોવા પામશું. જેમ ઉગતો સૂર્ય છૂપો રહેતો નથી, તેમ આ દિવ્યમૂર્તિસરખો પુરુષ પણ તેના આ-વતા પૂર્વથી જ છૂપો રહી શકયો નથી. આ વખતે જરૂર આપણા મનની ધારણા સફળ થશે. તે સુવર્ણરાજ એ જ ખરો દિવ્યમૂર્તિવાળો પુરુષ છે, એમાં સંશય નથી.

આમ વાતો થવા લાગી. મહાલયની અપૂર્વતા, એ તે જ પુરુષ દિવ્યમૂર્તિ છે તેની લોકોમાં અધિક ખાતરી આપતો હતો. જેમણે કદી આવું જોયું નથી તેને એથી

બીજા પૂરાવાની શી અગત્ય રહે? દીનબંધુના જાણવામાં એ વાત આવી, તથા મહાલય પણ જોવામાં આવ્યો. તેને તો તેવા પુરુષને જોવાની તીવ્ર જિજ્ઞાસા હતી જ. તેણે જાણ્યું મારી યોગ્યતા વધી હોય એમ જણાય છે. અને તેમ હશે તો ઈશ્વર મને જરૂર તેવા પુરુષનાં દર્શન કરાવશે. ખરે, આવી અનર્ગળ સંપત્તિ કોઇ સામાન્ય પુરુષને પ્રાપ્ત થવી સંભવતી નથી. આટલું બધું ધન જ્યારે એણે આ મહાલયમાં જ વાપર્યું છે, તો બીજું તો તેની પાસે કેટલુંએ હશે! અને એટલું બધું ધન એને યોગ્યતાવિના કેવી રીતે મળે! તેનામાં આટલું બધું ધન મેળવવાની બુદ્ધિ હશે. વળી તે જેની જેની પાસેથી ધન મેળવતો હશે એ બધાની સાથે તે અત્યંત પ્રેમભાવથી વર્તતો હશે. વળી મોટા વ્યાપારો કરવાને લીધે તેનામાં મનની વિશાળતા પણ હોવી જોઇએ. પેલો સાધુપુરુષ તો કશું જ બતાવી શક્યો ન હતો. આની પાસે તો આ બધું પ્રત્યક્ષ છે. મનુષ્યો જન્મારા ને જન્મારા ધન મેળવવામાં કાઢે છે, પણ આનાથી સહજ અંશમાં પણ મેળવી શકતા નથી, અને આણે તો આટલું બધું પ્રાપ્ત કર્યું છે. અને ધન એ સહજમાં કંઇ મળતું નથી. એ પણ એક ઐશ્વર્ય છે અને ઐશ્વર્યમાત્ર ઈશ્વરનો અંશ હોવાથી ગમે તેવાને તે પ્રાપ્ત થાય એમ નથી જ.

અહો! જ્યારે આવા સમર્થ પુરુષને જોઇશ અને તેની

અપાર બુદ્ધિને સુચવતી સૂક્ષ્મ રેષાઓ જ્યારે તેના ભાલ-ઉપર મને જણાશે ત્યારે કેટલો આનંદ થશે! આટલા બધા મનુષ્યોના સંસર્ગમાં આવતાં તે સર્વપ્રતિ અપૂર્વ પ્રેમ પ્રસારવાને લીધે અહો! તેનાં નેત્ર કેવાં દિવ્ય જણાતાં હશે! આટલા બધાને જે એકલો આકર્ષી રહેલો તેવાની વાણીમાં કેટલી મધુરતા હશે! આવા ઐશ્વર્યવાળો હોવાથી શરીરથી પણ તે કેવો ભવ્ય હશે! ખરે.જ, તે દિવ્યમૂર્તિના જેવા જ મુખવાળો હશે! તે જોવાથી મારી મોટી ઇચ્છા સફલ થશે. મારા સુભાગ્યનો અવધિ નહિ રહે.

તે આશાભર્યા હૃદયથી અને નિર્મળ સ્વભાવથી વિચાર કરતાં આનંદમાં આવી ગયો, અને પુનઃ અત્યંત આતુરતા-પૂર્વક તે સુવર્ણરાજને જોવાને તત્પર થઇ રહ્યો.

મહાલય શણગારાઇ રહ્યો. પછી એક દિવસ નગરમાં ખબર પડી કે આજ તે સુવર્ણરાજ આવનાર છે, અને તે અત્યંત ઠાઠમાઠથી આવનાર છે. લોકો તો તેને માટે ટમ-ટમી જ રહ્યા હતા. નગરમાં ઉત્સવસરખું થઇ રહ્યું. દિવ્યમૂ-ર્તિસરખા પ્રતાપમય મુખમુદ્રાયુક્ત પુરુષ આજ આપણને મળશે, એ વિચારથી સર્વ કોઇ પ્રસન્ન થતું હતું. તેને નગ-રમાં આવવાનો સાયંકાલની સંધિનો સમય થયો એટલે લોકોનાં ટોળેટોળાં પૂર્નની પેઠે તેના આવવાના માર્ગે જઇને ભરાવા લાગ્યાં. બાળકો પણ વરઘોડો જોવાની ઇચ્છાથી તૈયાર થયાં

અને તેના આવવાના સમયપૂર્વે તો માર્ગમાં લોકોની ઠઠ જામી ગઇ.

દીનબંધુ પણ સમય થતાં માર્ગમાં એક સ્થળે જઇને ઉભો. આમ તેમ દૃષ્ટિ કરતાં આઘેના પર્વતઉપર તેણે દૃષ્ટિ નાંખી કે જેમ વારંવાર કરવાનો તેને અભ્યાસ હતો. નિશ્ચેષ્ટસરખી અને તે છતાં ભવ્યતાથી અપૂર્વ તે મૂર્તિ જાણે તેના પ્રતિ જોતી હોય અને પોતાનામાં રહેલા સર્વ સામર્થ્યનું તેને નિદર્શન કરાવતી હોય એમ લાગ્યું. આની કોઇ વિલક્ષણ અસર તેના અંતરમાં થઇ. રોમાંચ થઇ આવ્યાં, અને વિદ્યુતસરખો કોઇ પ્રવાહ જાણે તેનાં આખા શરીરમાં ફરી વળ્યો હોય તેવું ભાન થયું. અણુઅણુમાં તેને જાગૃતિ પ્રકટી અને તેની સાથે તેવા દિવ્યમૂર્તિમય પુરુષને જોવાની તેની વૃત્તિ અત્યંત તીવ્ર થઇ.

એટલામાં દૂરથી મધુર વાદ્યનો ધ્વનિ આવ્યો. એટલે આગળ પાછળના લોકોએ પુકાર કર્યો કે આવવાની તૈયારી થઇ. વાદ્યનો ધ્વનિ નિકટ અને નિકટ આવતો ગયો, તેમ તેમ છેટેના લોકોના શબ્દો સંભળાતા ગયા કે 'એ જ એ જ દિવ્યમૂર્તિ! અહો, કેવો ભવ્ય ચહેરો છે! મુખઉપર કેવો શાંત ભાવ છે. બધાસામું તે કેવા હસતે મુખે જુએ છે! ખરેખર દિવ્યમૂર્તિના જેવા મુખવાળો આ પુરુષ છે.

એટલામાં પાસેના લોકો બોલી ઉઠ્યા, આ આવે, પેલી ગાડી જણાય છે તે જ તે છે. દિવ્યમૂર્તિરૂપ સુવર્ણ-રાજ આવ્યા હોં.

આમ વાત કરે છે એટલામાં કેવલ શ્વેત એવા ચાર અશ્વોથી જોડાયેલી એક મોટી દબદબાભરેલી ગાડી ધીમે ધીમે ચાલતી નિકટ આવી. આગળ સુંદર વાદ્ય વાગતાં હતાં. જે જે ભાગમાં ગાડી આવતી ગઇ તે તે ભાગના મનુષ્યો એ જ પ્રકારે કહેતા આવ્યા કે ' એ જ દિવ્યમૂર્તિ ! એ જ દિવ્યમૂર્તિ ! ' આનંદનો ધ્વનિ સઉ કોઇ કરવા લાગ્યા. નિરખી નિરખીને સર્વ જોતા અને પુનઃ પુનઃ કહેતા કે દિવ્યમૂર્તિ-જેવા પુરુષ આ સુવર્ણરાજ જ છે.

એટલામાં દીનબંધુની સારી રીતે દૃષ્ટિ પડે એવે સ્થળે ગાડી આવી. તે ઘણે જ ધીમેથી ચાલતી અને વચ્ચે વચ્ચે જરા જરા અટકતી હતી; ગાડી, ઘોડા વગેરેનો દેખાવ અતિશય દબદબાભરેલો જણાતો હતો. ગાડી એ સુવર્ણના સુંદર રથસરખી હતી. તેમાં ઝીણું કોતર કામ એવું તો મોહક હતું કે ભલભલાને મોહિત કરી દે. રથના વિવિધ ભાગમાં સુંદર ચિત્રો કહાડયાં હતાં. અને તે સર્વ સુવર્ણનાં હતાં. કોઈ કોઇ સ્થળે ચાંદીનો ઉપયોગ કર્યો હતો. રથના હાથા વગેરે રત્નના હતા. અંદરનો ભાગ ઉંચી જાતના રેશમી કાપડથી મઢી લીધેલો હતો. અશ્વને હાંકનાર મૂલ્યવાન વસ્ત્રો-

થી સજ્જ થઇ ઉપર બેઠો હતો. બીજા બે બે નોકરો ઘોડાઓની આગળપાછળ ચાલતા હતા. તેઓ પણ એક સરખાં વસ્ત્રસહિત ગંભીરપણે ચાલતા હોવાથી બહુ શોભતા હતા, અને ભવ્યતામાં વધારો કરતા હતા. ગાડીની પાછળના ભાગમાં બે પુરુષ ઉભા હતા. તેમનાં વસ્ત્રો પણ અલૌકિકસરખાં હતાં. તેઓએ કંઇ આધારને પકડી રાખ્યો ન હતો, પણ અદ્ધર બે પુતળાં હોય તેવા સ્તમ્ભવત્ અદબવાળીને ઉભા હતા. ગાડી એવી કારીગીરીવાળી હતી કે જરા પણ હેલોડીચકો ન આવે, અને તેમાં પાણીથી છલોછલ ભરેલું પાત્ર મૂક્યું હોય તો ગાડી ચાલવા છતાં પણ તેમાંથી જરાએ ન ઢોળાય એવી સ્થિર ગતિથી તે ચાલતી હતી, અને તેથી પાછળના પુરુષો આધાર રહિતપણે રહેવા છતાં પણ સ્થિર ઉભા રહ્યા હતા. અને તેથી તે દેખાવમાં એક આશ્ચર્યકારક ભવ્યતા પ્રતીત થતી હતી.

આવી અપૂર્વ શોભાયુક્ત ગાડી જોતાં દીનબંધુ પ્રસન્ન થયો. ધન્ય છે આવી કુશલ મતિવાળા કારીગરોને, એમ તેના અંતરમાં થયું. ગાડી જોઇને પછી અંદર દષ્ટિ નાંખી. શ્વેત વસ્ત્ર ધારણ કરેલા, વૃદ્ધાવસ્થાયુક્ત સુવર્ણરાજ તેમાં વિરાજ્યા હતા. વૃદ્ધાવસ્થા છતાં સંપત્તિના અશ્વર્યથી તેમના મુખઉપર ઉત્તમ તેજ પ્રતીત થતું હતું. વદન પ્રસન્ન હતું. નેત્ર વિચારશીલ ભાવયુક્ત, સ્થિર તથા સામ્યસરખાં હતાં.

ચંચલતા તેમનામાં પ્રતીત થતી ન હતી. વર્ણ ગૈર હતો. એકંદર મૂર્તિ પ્રીતિકર હતી. શરીર પ્રૌઢ તથા ભરાવદાર હતું. ઉંચાઇમાં કદ કંઇક નાનું હોય એમ અનુમાન કરી શકાતું. તેના સંમુખ એક મુખ્ય વાણોતરસરખો મનુષ્ય બેઠો હતો.

ચારે બાજુથી એ જ દિવ્યમૂર્તિ, એ જ દિવ્યમૂર્તિના આઘોષ થઇ રહ્યા હતા. સર્વ કોઇ આ સુવર્ણરાજને જોઇ પ્રસન્ન પ્રસન્ન થઇ જતા જણાતા. વળી વિશેષમાં એ હતું કે કોઇ ભીખારીજેવું આગળ આવેલું જણાય તો તે ગાડીની આગળ પાછળ રહેલા સુવર્ણરાજના મનુષ્યો રૂપાનું દ્રવ્ય આપ્યા કરતા હતા. આથી જે તે મનુષ્યો પરમ આશ્ચર્ય પામતા, અને એ જ ઉદ્ગાર પરસ્પરમાં કાઢતા કે જોયા સુવર્ણરાજ ! કહો ખરેખર દિવ્યમૂર્તિ છે કે નહિ ? મુખઉપર કેવું તેજ છે ! અહો ! કેવી શાંત વૃત્તિ છે ! આટઆટલો પૈસો છે પણ જરાએ આંખમાં કે મોંઉપર અભિમાન જણાય છે ! આ ઉદારતા કેટલી છે ! મુઠીએ ને મુઠીએ પૈસા કાંકરાની પેઠે જેને ને તેને આપતા જ ચાલ્યા જાય છે. ખરે, આ વિના દિવ્યમૂર્તિસરખો પુરુષ જગતમાં બીજો કોઇ હોઇ શકે જ નહિ. એ તો એ જ પુરુષરૂપે દિવ્યમૂર્તિ. અહો ! કેટલે કાળે પણ ભવિષ્યકથન ખરૂં પડ્યું.

એક બાજુથી લોકોના આ ઉદ્ગાર સાંભળતો હતો, ત્યારે બીજી બાજુથી સૂક્ષ્મ દૃષ્ટિવડે દીનબંધુ તે પુરુષપ્રતિ નિહાળી રહ્યો હતો. તેને મુઝવણમાં નાંખનાર તો એ હતું કે ચારે બાજુથી લોકો એક અવાજે નિઃશંકપણે તેને દિવ્યમૂર્તિરૂપે કહ્યા જતા હતા, અને હજી તો તે પૂર્ણપણે તે પુરુષને નિહાળી શક્યો ન હતો. તેને થયું કે શું લોકો એટલા બધા તીવ્ર દૃષ્ટિવાળા છે કે માત્ર જોતાની સાથે જ દિવ્યમૂર્તિસરખો તે પુરુષ છે કે કેમ તેનો નિર્ણય કરે છે? પણ એ વિચારવાનો તેને વખત ન હતો. તે તો અતીવ આતુરતાથી તેને નિહાળવા લાગ્યો.

સૂક્ષ્મપણે જોઇને તે મનથી બોલ્યો, છે—મૃદુતાવાળાં નેત્રો છે. પણ તેમાં નિખાલસ પ્રેમ નથી. દીર્ઘ વિચારીપણાને સૂચવતી તેના કપાલઉપર રેખા છે, પણ નિઃસ્વાર્થવૃત્તિના ભાવને તેની ભ્રમર દર્શાવતી નથી. મુખઉપર સ્મિત છે, પણ હૃદયમાંથી ઉઠના નૈસર્ગિક ( સ્વાભાવિક ) આનંદને તે દર્શાવતું નથી. નેત્રનો ઉંડાણનો ભાવ કેવલ નિર્દોષ નથી. મુખઉપર ગંભીરતાનો આવિર્ભાવ છે, પણ જ્ઞાનાવિર્ભાવ નથી. મુખ ઉપર વૃદ્ધાવસ્થાની વિકૃત કરચલીઓ છે. તેના બાહ્ય ઉપાધિનું તેજ તેના મુખઉપર પ્રકાશ પાડી રહ્યું છે. પરંતુ અંતરમાંથી ઉઠતું અવનવું તેજ તેના મુખઉપર વારંવાર તરી આવતું નથી. લૌકિક ઐશ્વર્ય છે. પણ

ઇશ્વરનું ઐશ્વર્ય નથી અને તે નથી તો એ દિવ્યમૂર્તિ શી રીતે હોઇ શકે ? ના–ના–દિવ્યમૂર્તિ તો નહિ જ.

તત્ક્ષણ પોતાના અંતર્માં તેણે દૃષ્ટિ કરી. તેણે કરેલા વિચારોથી વિરુદ્ધ પ્રકારનો કશો ઉત્તર તેને મળ્યો નહિ. પુનઃ સુવર્ણરાજપ્રતિ દૃષ્ટિ વાળી તે મનથી બોલ્યો, ખરેખર, સૂક્ષ્મ ભેદો વિશેષ અને વિશેષ જણાય છે. દિવ્યમૂર્તિના આંતર સામર્થ્યની છાયા પણ આમાં નથી. તેનો પ્રતાપ, તેની ખુમારી, તેની મોહકતા; તેનું વર્ચસ્–એમાંનું કશું જ નથી. ઉપરના એક પડની અંદર રહેલી દિવ્યમૂર્તિ અને આ પુરુષમાં મહાન્ ભેદ છે. ભૂલ થાય છે, તેને દિવ્યમૂર્તિરૂપે માનવામાં મનુષ્યોની ઘણી જગાએ ભૂલ થાય છે. અવસ્ય તે સુવર્ણરાજ છે, નિઃસંશય, તે સમર્થ સુવર્ણરાજ છે, પણ દિવ્યમૂર્તિ નથી જ.

અને આ વિચારની સાથે જ તેણે ત્યાંથી દૃષ્ટિ ખસેડી, અને પાછો વળ્યો. તેના મુખઉપર નિરાશા છવાઇ ગઈ. અંતર્ ઢીલું થઇ ગયું. મનનો ઉત્સાહ વિરમી ગયો દિવ્યમૂર્તિના પ્રકટ દર્શનની આશા પલટાઇ ગઇ. પરંતુ આ ક્ષણે પ્રથમના જેવી કેવલ શિથિલતા ન જણાઇ. તેના પગનું પૂર્વ-જેવું બળ હણાઇ ગયેલું લાગ્યું નહિ. અને તેમ છતાં તેને ઉદાસીનતા તો પ્રકટી જ. અંતર્માં દિવ્યમૂર્તિને પ્રત્યક્ષ પુરુષરૂપે જોવાની જે તીવ્ર ઉત્કંઠા પ્રકટી હતી તે એકાએક

નિર્મૂલ થવાથી હૃદયમાં આઘાત તો થયો. પરંતુ તેણે વેગથી ચાલવા માંડ્યું. પણ દશ ડગલાં ચાલતાં પુનઃ તેનું હૃદય વધારે શિથિલ થતું જણાયું. પગનું બળ હણાતું લાગ્યું. દીનબંધુને પોતાના જીવનમાં કોઇ પણ તીવ્ર અભિલાષા હોય તો તે એક જ હતી અને તે એ કે દિવ્યમૂર્તિસરખા પુરુષને પ્રત્યક્ષ જોવો. આ ઇચ્છા આ સમયે કે જ્યારે અધિક પ્રમાણમાં અંતર્માં દૃઢ આશાપૂર્વક જાગ્રત્ થઇ હતી તે કાળે પણ તેના પરિણામમાં નિષ્ફલતા પ્રકટી તેથી તેનું મન દોદળું થયું. ક્ષણભર સદ્વિચારો પણ ઢંકાઇ ગયા.

'અરે! હવે હું ક્યારે તે દિવ્યમૂર્તિને જોઇશ' એમ નિરાશાભર્યો ઉદ્‌ગાર અંતર્માંથી નીકળ્યો, અને નીકળતાની સાથે જ તેની દૃષ્ટિ સંમુખના ઉચ્ચ આકાશપ્રતિ ગઇ. અભ્રાચ્છાદિત આકાશ, અને તેની મધ્યે ગગનગાજી તેની હૃદયમૂર્તિ દિવ્યમૂર્તિ! સહસા તે પ્રતિ દૃષ્ટિ ગઇ. વાદળાંની મધ્યે તે સ્થિત હતી. કોઇના પણ આધારવિના આ વિશ્વ-ઉપર સામ્રાજ્ય પ્રવર્તાવવાને માટે તે એકલી જ જાણે સમર્થ હોય તેમ અડગ અને નિર્ભ્રાંતપણે તે ઉભી હતી. દીનબંધુની દૃષ્ટિ ત્યાં પડી અને તે જ સાથે દિનકરને પણ જાણે કંઇ સંબંધ હોય તેમ તેણે પણ પોતાની છેવટની–જતાં જતાંની–રશ્મિ–દૃષ્ટિ ઢાળી. આગળ પાછળ શ્યામવર્ણા અભ્ર, તેની મધ્યેની ભવ્ય દિવ્યમૂર્તિ અને તેના ઉપર જ પડતું સૂર્યનું

ઇશ્વરનું ઐશ્વર્ય નથી અને તે નથી તો એ દિવ્યમૂર્તિ શી રીતે હોઇ શકે ? ના—ના—દિવ્યમૂર્તિ તો નહિ જ.

તત્ક્ષણ પોતાના અંતર્માં તેણે દૃષ્ટિ કરી. તેણે કરેલા વિચારોથી વિરુદ્ધ પ્રકારનો કશો ઉત્તર તેને મળ્યો નહિ. પુનઃ સુવર્ણરાજપ્રતિ દૃષ્ટિ વાળી તે મનથી બોલ્યો, ખરેખર, સૂક્ષ્મ ભેદો વિશેષ અને વિશેષ જણાય છે. દિવ્યમૂર્તિના આંતર સામર્થ્યની છાયા પણ આમાં નથી. તેનો પ્રતાપ, તેની ખુમારી, તેની મોહકતા, તેનું વર્ચસ્—એમાંનું કશું જ નથી. ઉપરના એક પડની અંદર રહેલી દિવ્યમૂર્તિ અને આ પુરુષમાં મહાન્ ભેદ છે. ભૂલ થાય છે, તેને દિવ્યમૂર્તિરૂપે માનવામાં મનુષ્યોની ઘણી જગાએ ભૂલ થાય છે. અવશ્ય તે સુવર્ણરાજ છે, નિઃસંશય, તે સમર્થ સુવર્ણરાજ છે, પણ દિવ્યમૂર્તિ નથી જ.

અને આ વિચારની સાથે જ તેણે ત્યાંથી દૃષ્ટિ ખસેડી, અને પાછો વળ્યો. તેના મુખઉપર નિરાશા છવાઇ ગઈ. અંતર્ ઢીલું થઇ ગયું. મનનો ઉત્સાહ વિરમી ગયો દિવ્યમૂર્તિના પ્રકટ દર્શનની આશા પલટાઇ ગઇ. પરંતુ આ ક્ષણે પ્રથમના જેવી કેવલ શિથિલતા ન જણાઇ. તેના પગનું પૂર્વજેવું બળ હણાઇ ગયેલું લાગ્યું નહિ. અને તેમ છતાં તેને ઉદાસીનતા તો પ્રકટી જ. અંતર્માં દિવ્યમૂર્તિને પ્રત્યક્ષ પુરુષરૂપે જોવાની જે તીવ્ર ઉત્કંઠા પ્રકટી હતી તે એકાએક

નિર્મૂલ થવાથી હૃદયમાં આઘાત તો થયો. પરંતુ તેણે વેગથી ચાલવા માંડ્યું. પણ દશ ડગલાં ચાલતાં પુનઃ તેનું હૃદય વધારે શિથિલ થતું જણાયું. પગનું બળ હણાતું લાગ્યું. દીનબંધુને પોતાના જીવનમાં કોઇ પણ તીવ્ર અભિલાષા હોય તો તે એક જ હતી અને તે એ કે દિવ્યમૂર્તિસરખા પુરુષને પ્રત્યક્ષ જોવો. આ ઇચ્છા આ સમયે કે જ્યારે અધિક પ્રમાણમાં અંતરમાં દઢ આશાપૂર્વક જાગ્રત્ થઇ હતી તે કાળે પણ તેના પરિણામમાં નિષ્ફલતા પ્રકટી તેથી તેનું મન દોદળું થયું. ક્ષણભર સદ્વિચારો પણ લુપાઇ ગયા.

'અરે! હવે હું ક્યારે તે દિવ્યમૂર્તિને જોઇશ' એમ નિરાશાભર્યો ઉદ્‌ગાર અંતરમાંથી નીકળ્યો, અને નીકળતાની સાથે જ તેની દૃષ્ટિ સંમુખના ઉચ્ચ આકાશપ્રતિ ગઇ. અભ્રાચ્છાદિત આકાશ, અને તેની મધ્યે ગગનગાજી તેની હૃદયમૂર્તિ દિવ્યમૂર્તિ! સહસા તે પ્રતિ દૃષ્ટિ ગઇ. વાદળાંની મધ્યે તે સ્થિત હતી. કોઇના પણ આધારવિના આ વિશ્વ-ઉપર સામ્રાજ્ય પ્રવર્તાવવાને માટે તે એકલી જ જાણે સમર્થ હોય તેમ અડગ અને નિર્ભ્રાંતપણે તે ઉભી હતી. દીનબંધુની દૃષ્ટિ ત્યાં પડી અને તે જ સાથે દિનકરને પણ જાણે કંઇ સંબંધ હોય તેમ તેણે પણ પોતાની છેવટની–જતાં જતાંની–રશ્મિ–દૃષ્ટિ ઢાળી. આગળ પાછળ શ્યામવર્ણા અભ્ર, તેની મધ્યેની ભવ્ય દિવ્યમૂર્તિ અને તેના ઉપર જ પડતું સૂર્યનું

કિરણ—કેવું અલૌકિક દશ્ય થયું હશે તેની વાચકો ! તમે પણ કલ્પના કરો.

દીનબંધુની દષ્ટિ તે જોતાં જ ઠરી ગઈ. દીન વદનથી તે તેના સંમુખ ક્ષણભર જોઈ રહી. મનમાં ઉઠતા સંકલ્પો પણ ક્ષણભર શમી ગયા. શું વિચારવું તે પણ ન સૂઝ્યું. મૂર્તિ કંઇ પૂછી રહી છે, એમ તેને લાગ્યું, પણ શું ઉત્તર દેવો તે ન સૂઝ્યો. પોતાના અંતરની ઇચ્છા શી છે તે જાણવાને માટે તે દિવ્યમૂર્તિ ઇચ્છી રહી છે, એમ તેને લાગ્યું. પણ તેનો શો ઉત્તર આપવો તે ન સ્ફુર્યો. ક્ષણભર તટસ્થ વૃત્તિથી જોઇ રહેતાં બોલ્યો, મારી દિવ્યમૂર્તિ ! મનુષ્યશરીરમાં તારાં દર્શન હું ક્યારે કરીશ ?

દિવ્યમૂર્તિ મંદમંદ હસતી, અને નેત્રથી ધૈર્યનો ભાવ સૂચવતી કહેવા લાગી, બાલક ! આવશે, નિર્ભય રહે; બાપુ ! તેવો પુરુષ આવશે. ”

એક ક્ષણમાં દીનબંધુની સ્થિતિ બદલાઇ ગઇ. શરીર સ્ફુર્તિથી ઉભરાવા લાગ્યું. અવિરલ ઉત્સાહે એકાએક તેના અણુઅણુમાં પ્રવેશ કરી દીધો. ક્ષણ પૂર્વની સ્થિતિ તેને સ્વપ્ન-સમી લાગી. ઝાકળનું બિંદુ અળપાઇ ગયું. આકાશનો રંગ પલટાઇ ગયો. મનનો નિર્વેદ શમી ગયો. મન તેના સ્વામી ચંદ્રની પેઠે શુભ્રપણે વિભ્રાજમાન્ થવા લાગ્યું. નેત્રનો અધિપતિ સૂર્ય અભ્રગ્રસ્ત—શોકગ્રસ્ત—થયેલો હતો તે પાછો નેત્રમાં

પૂર્ણપણે ઝળહળી રહેવા લાગ્યો. નિરાશાની ભરતીથી અંતઃકરણમાં આવેલું ડોળાયલું જળ વહી ગયું. પુનઃ સર્ત્ર સ્વસ્થ, શાંત તથા પૂર્વવત્ બની રહ્યું.

પગમાં આવેલા બળનો ઉપયોગ કરી વેગપૂર્વક તેણે ચાલવા માંડ્યું. અન્ય સ્થળે જવાનું ન હોવાથી ગૃહપ્રતિ ચાલવા માંડ્યું. ઘેર આવતાં સુધીમાં મનની વિકળતામાત્ર શમી ગઇ. રુંધન થઇ ગયેલો વાયુ પુનઃ પૂર્ણ વેગથી વાવા લાગ્યો. અને જે ક્ષણે તેણે ઘરમાં પગ મૂક્યો તે ક્ષણે તે પોતાને પૂર્વવત્ અને કંઇક વિશેષપણાથી યુક્ત પોતાને લાગ્યો.

વસ્ત્ર વગેરે ઉતારી બીજા સર્વ કાર્યથી નિવૃત્ત થઇને રાત્રિ પડતાં બહાર ખુલ્લામાં તેણે બે ઝાડસાથે બાંધેલા એક ઝુલા—હીંચકાઉપર જઇને તે નિવૃત્તિથી બેઠો. પૂર્ણિમાની તે રાત્રિ હોવાથી ચંદ્ર મધુર જ્યોત્સ્નાને પ્રસરાવતો સમગ્ર જગતને મધુરૂં મધુરૂં સ્મિત કરાવી રહ્યો હતો શાંતિ—સર્વત્ર શાંતિ હતી. વૃક્ષ પણ શાંતિમાં શમ્યાં હતાં. પક્ષીના શરીરોએ માળામાં અને તેમનાં અંતઃકરણે શાંતિમાં વાસ પૂર્યો હતો. જળનાં નિર્મળ ઝરણાં પણ શાંતિનું ભાન કરી રહ્યાં હતાં. આકાશ ચંદ્રના પરાવર્તનને પામીને તેવી જ શાંતિમય પ્રભા જગતઉપર વર્ષાવી રહ્યો હતો.

ચંદ્ર આ સમયે બે કાર્ય કરી રહ્યો હતો, એક તો આખી પૃથ્વીને ઉજાળી રહ્યો હતો, તેની સાથે દીનબંધુના

હૃદયને પણ તે ઉજાળી રહ્યો હતો. ચંદ્રસરખું અમૃતરશ્મિને પ્રસારનારૂં તેનું હૃદય પણ આ કાળે થઈ રહ્યું હતું.

તે વિચારવા લાગ્યો, આજ બીજી વખત પણ મારી ધારણામાં હું નિષ્ફળ થયો. પણ તેમાં હું અન્યને શા માટે દોષ દઉં ? મારે મારા નિશ્ચયને શા માટે ભૂલવો જોઇએ ? મનુષ્ય માત્રની મોટામાં મોટી ભૂલ આ જગાએ થાય છે. ખરે, મનુષ્યો ખાલી જગાને ઓળંગી ઓળંગીને ચાલે છે, અને કાંટાઉપર પગ મૂકીને ચાલે છે. ખરૂં જોતાં કાંટો ઉલંઘવો જોઇએ અને સરળ ભૂમિઉપર પગને સ્થાપવો જોઇએ. પણ મનુષ્યોની કૃતિ એમ જણાવે છે કે તેઓ કાંટાઉપર જાણી જોઇને ચાંપીને પગ દે છે, અને જ્યાં નિર્ભ્રાંતપણે પગ મૂકવો જોઇએ ત્યાં કુદાકડા મારતા ચાલે છે. જીવનરૂપ પૃથ્વીમાં એક એવો ચમત્કાર છે કે કયાંહિ કયાંહિ કાંટા છે, અને ક્યાંહિ કયાંહિ માખણજેવી નરમ માટી છે. એ નરમ માટી એવી છે કે જેમાં પગ મૂકયા જ કરવાનું—ચાલ્યા જ કરવાનું—મન થાય. આવી માટીનો ટોટો નથી પણ મનુષ્યો એ માટીને મોટે કુદાકડે ઓળંગી જાય છે, અને જ્યાં કાંટો હોય ત્યાં ટપ પગ મૂકે છે. પગ મૂકે છે એટલું જ નહિ પણ 'કાંટો વાગ્યો' કરીને તેને જોવાને ત્યાં જ બેસે છે, અને બેસતાં પુનઃ થોડા કાંટા વધારે લાગે છે. આ કાંટાને જો એક પગલે ઓળંગીને પછી પગ મૂકે છે, તો પાછી નરમ માટી જ હોય છે.

નિરાશાના પ્રસંગો એ કાંટારૂપ છે. જીવનમાં તે કવચિત કવચિત્ આવે છે. આ વખતે મનુષ્યે એક જ કાર્ય કરવાનું છે કે તેને ઓળંગીને પગ મૂકવો, એટલે તેને ભૂલીને બીજી વસ્તુને વિચારવી. પણ મનુષ્યો આટલું કરતા નથી. જો તેટલું કરે છે તો બીજે પગલે તેમને માટે આશા, આનંદ, ઉત્સાહ બળ વગેરેથી ભરેલી નરમ મૃત્તિકારૂપ સ્થિતિ વા સ્થાન છે. પણ ત્યાં જવાને બદલે નિરાશાનો કાંટો વાગતાં ત્યાંજ મનુષ્ય બેસી જાય છે. અને તેમ થતાં ત્યાં આસપાસ પડેલું દુઃખનું, વ્યથાનું, હાનિનું, દુર્બલતાનું, દોષબુદ્ધિનું અને એવી જાતનું ગોખરૂં તેને ટપોટપ વળગી પડે છે.

આમ હોવાથી મારે આજે નિષ્ફળતાના કાંટાવાળી જગાએ બેસવાની કંઇ જરૂર નથી. હું એક ડગલું આગળ જઇને બેશીશ. મારે નિરાશ શા માટે થવું જોઇએ ? મારી ઇચ્છા બીજી વખતે સફળ થઇ નહિ તેથી ને ? બીજો સમય એ તે કંઇં સમય છે ? પચાસ સો વખત નિષ્ફળતા મળી હોત તો તે કંઇક ગણવાસરખી સંખ્યા ગણાય. બે એ તે કંઇ ગણવાજેવી સંખ્યા છે ? એટલાનો તે કંઇ હિસાબ હોય ? બે સરખી ક્ષુદ્ર સંખ્યાની તો હું ઘણી વખત અવગણના કરૂં છું. જમતી વખત મારે બે લાડુ ખાવા હોય છે તો ઘણી વખત ત્રણ ખાઇ જાઉં છું. બે કલાક ઉંઘવું ધાર્યું હોય છે તો ઘણી વખત ચાર કલાક ઉંઘું છું. બે કલાક

હૃદયને પણ તે ઉજાળી રહ્યો હતો. ચંદ્રસરખું અમૃતરશ્મિને પ્રસારનારૂં તેનું હૃદય પણ આ કાળે થઈ રહ્યું હતું.

તે વિચારવા લાગ્યો, આજ બીજી વખત પણ મારી ધારણામાં હું નિષ્ફળ થયો. પણ તેમાં હું અન્યને શા માટે દોષ દઉં ? મારે મારા નિશ્ચયને શા માટે ભૂલવો જોઇએ ? મનુષ્ય માત્રની મોટામાં મોટી ભુલ આ જગાએ થાય છે. ખરે, મનુષ્યો ખાલી જગાને ઓળંગી ઓળંગીને ચાલે છે, અને કાંટાઉપર પગ મૂકીને ચાલે છે. ખરૂં જોતાં કાંટો ઉલ્લંઘવો જોઇએ અને સરળ ભૂમિઉપર પગને સ્થાપવો જોઇએ. પણ મનુષ્યોની કૃતિ એમ જણાવે છે કે તેઓ કાંટાઉપર જાણી જોઇને ચાંપીને પગ દે છે, અને જ્યાં નિર્ભ્રાંતપણે પગ મૂકવો જોઇએ ત્યાં કુદાકડા મારતા ચાલે છે. જીવનરૂપ પૃથ્વીમાં એક એવો ચમત્કાર છે કે કયાંહિ કયાંહિ કાંટા છે, અને કયાંહિ કયાંહિ માખણજેવી નરમ માટી છે. એ નરમ માટી એવી છે કે જેમાં પગ મૂકયા જ કરવાનું–ચાલ્યા જ કરવાનું–મન થાય. આવી માટીનો ટોટો નથી પણ મનુષ્યો એ માટીને મોટે કુદાકડે ઓળંગી જાય છે, અને જ્યાં કાંટો હોય ત્યાં ટપ પગ મૂકે છે. પગ મૂકે છે એટલું જ નહિ પણ ‘ કાંટો વાગ્યો ’ કરીને તેને જોવાને ત્યાં જ બેસે છે, અને બેસતાં પુનઃ થોડા કાંટા વધારે લાગે છે. આ કાંટાને જો એક પગલે ઓળંગીને પછી પગ મૂકે છે, તો પાછી નરમ માટી જ હોય છે.

નિરાશાના પ્રસંગો એ કાંટારૂપ છે. જીવનમાં તે ક્વચિત ક્વચિત્ આવે છે. આ વખતે મનુષ્યે એક જ કાર્ય કરવાનું છે કે તેને ઓળંગીને પગ મૂકવો, એટલે તેને ભૂલીને બીજી વસ્તુને વિચારવી. પણ મનુષ્યો આટલું કરતા નથી. જો તેટલું કરે છે તો બીજે પગલે તેમને માટે આશા, આનંદ, ઉત્સાહ બળ વગેરેથી ભરેલી નરમ મૃત્તિકારૂપ સ્થિતિ વા સ્થાન છે. પણ ત્યાં જવાને બદલે નિરાશાનો કાંટો વાગતાં ત્યાંજ મનુષ્ય બેસી જાય છે. અને તેમ થતાં ત્યાં આસપાસ પડેલું દુઃખનું, વ્યથાનું, હાનિનું, દુર્બલતાનું, દોષબુદ્ધિનું અને એવી જાતનું ગોખરૂં તેને ટપોટપ વળગી પડે છે.

આમ હોવાથી મારે આજે નિષ્ફળતાના કાંટાવાળી જગાએ બેસવાની કંઇ જરૂર નથી. હું એક ડગલું આગળ જઇને બેશીશ. મારે નિરાશ શા માટે થવું જોઇએ ? મારી ઇચ્છા બીજી વખતે સફળ થઈ નહિ તેથી ને ? બીજો સમય એ તે કંઇં સમય છે ? પચાસ સો વખત નિષ્ફળતા મળી હોત તો તે કંઇક ગણવાસરખી સંખ્યા ગણાય. બે એ તે કંઇ ગણવાજેવી સંખ્યા છે ? એટલાનો તે કંઇ હિસાબ હોય ? બે સરખી ક્ષુદ્ર સંખ્યાની તો હું ઘણી વખત અવગણના કરૂં છું. જમતી વખત મારે બે લાડુ ખાવા હોય છે તો ઘણી વખત ત્રણ ખાઇ જાઉં છું. બે કલાક ઉંઘવું ધાર્યું હોય છે તો ઘણી વખત ચાર કલાક ઉંઘું છું. બે કલાક

હૃદયને પણ તે ઉજાળી રહ્યો હતો. ચંદ્રસરખું અમૃતરશ્મિને પ્રસારનારૂં તેનું હૃદય પણ આ કાળે થઈ રહ્યું હતું.

તે વિચારવા લાગ્યો, આજ બીજી વખત પણ મારી ધારણામાં હું નિષ્ફળ થયો. પણ તેમાં હું અન્યને શા માટે દોષ દઉં? મારે મારા નિશ્ચયને શા માટે ભૂલવો જોઇએ? મનુષ્ય માત્રની મોટામાં મોટી ભૂલ આ જગાએ થાય છે. ખરે, મનુષ્યો ખાલી જગાને ઓળંગી ઓળંગીને ચાલે છે, અને કાંટાઉપર પગ મૂકીને ચાલે છે. ખરૂં જોતાં કાંટો ઉલ્લંઘવો જોઇએ અને સરળ ભૂમિઉપર પગને સ્થાપવો જોઇએ. પણ મનુષ્યોની કૃતિ એમ જણાવે છે કે તેઓ કાંટાઉપર જાણી જોઇને ચાંપીને પગ દે છે, અને જ્યાં નિર્ભ્રાંતપણે પગ મૂકવો જોઇએ ત્યાં કુદાકડા મારતા ચાલે છે. જીવનરૂપ પૃથ્વીમાં એક એવો ચમત્કાર છે કે ક્યાંહિ ક્યાંહિ કાંટા છે, અને ક્યાંહિ ક્યાંહિ માખણજેવી નરમ માટી છે. એ નરમ માટી એવી છે કે જેમાં પગ મૂક્યા જ કરવાનું—ચાલ્યા જ કરવાનું—મન થાય. આવી માટીનો ટોટો નથી પણ મનુષ્યો એ માટીને મોટે કુદાકડે ઓળંગી જાય છે, અને જ્યાં કાંટો હોય ત્યાં ટપ પગ મૂકે છે. પગ મૂકે છે એટલું જ નહિ પણ 'કાંટો વાગ્યો' કરીને તેને જોવાને ત્યાં જ બેસે છે, અને બેસતાં પુનઃ થોડા કાંટા વધારે લાગે છે. આ કાંટાને જો એક પગલે ઓળંગીને પછી પગ મૂકે છે, તો પાછી નરમ માટી જ હોય છે.

નિરાશાના પ્રસંગો એ કાંટારૂપ છે. જીવનમાં તે ક્વચિત ક્વચિત્ આવે છે. આ વખતે મનુષ્યે એક જ કાર્ય કરવાનું છે કે તેને ઓળંગીને પગ મૂકવો, એટલે તેને ભૂલીને બીજી વસ્તુને વિચારવી: પણ મનુષ્યો આટલું કરતા નથી. જો તેટલું કરે છે તો બીજે પગલે તેમને માટે આશા, આનંદ, ઉત્સાહ બળ વગેરેથી ભરેલી નરમ મૃત્તિકારૂપ સ્થિતિ વા સ્થાન છે. પણ ત્યાં જવાને બદલે નિરાશાનો કાંટો વાગતાં ત્યાંજ મનુષ્ય બેસી જાય છે. અને તેમ થતાં ત્યાં આસપાસ પડેલું દુઃખનું, વ્યથાનું, હાનિનું, દુર્બલતાનું, દોષબુદ્ધિનું અને એવી જાતનું ગોખરૂં તેને ટપોટપ વળગી પડે છે.

આમ હોવાથી મારે આજે નિષ્ફળતાના કાંટાવાળી જગાએ બેસવાની કંઇ જરૂર નથી. હું એક ડગલું આગળ જઇને બેશીશ. મારે નિરાશ શા માટે થવું જોઇએ ? મારી ઇચ્છા બીજી વખતે સફળ થઈ નહિ તેથી ને ? બીજો સમય એ તે કંઇં સમય છે ? પચાસ સો વખત નિષ્ફળતા મળી હોત તો તે કંઇક ગણવાસરખી સંખ્યા ગણાય. બે એ તે કંઇ ગણવાજેવી સંખ્યા છે ? એટલાનો તે કંઇ હિસાબ હોય ? બે સરખી ક્ષુદ્ર સંખ્યાની તો હું ઘણી વખત અવગણના કરૂં છું. જમતી વખત મારે બે લાડુ ખાવા હોય છે તો ઘણી વખત ત્રણ ખાઇ જાઉં છું. બે કલાક ઉંઘવું ધાર્યું હોય છે તો ઘણી વખત ચાર કલાક ઉંઘું છું. બે કલાક

ગપ્પાં હાંકવાં ધાર્યાં હોય છે તો ઘણી વખત ચાર કે છ કલાક હાંકું છું. આથી મને એની સંખ્યા ઓળંગી જતાં નથી આવડતી એમ કંઇ નથી. ઘણા પ્રયોગોથી મેં એ કળાને તો સિદ્ધ કરી છે. માત્ર હું તેને આ વખતે વાપરતો નથી એટલું જ; પણ આજે હવે વાપરીશ. એવો પ્રસંગ કંઇ ઘડી ઘડી નથી આવવાનો. કાયમની સફળતા જ્યારે હું પામીશ પછી હું માગીશ તોએ મને નિષ્ફળતા કે નિરાશા મળનાર છે ? નહિ. તો પછી આજે તે આવી છે તો તેને ઓળંગવાની કુદામણીની રસભરી રમત હું શા માટે ન કરી લઉં ? જરૂર આજે તે કુદીશ. આજે નિષ્ફળતાના પ્રસંગને હું કુદી ગયો છું, પણ બરાબર નહિ. નિરાશાનો છરતો કાંટો પણ મને પાછળથી જરા લાગ્યો ખરો. હવે તેમ નહિ થવા દઉં. આબાદ કુદી જઇશ. એ એક મોટું આશ્ચર્ય છે કે કેટલાક મનુષ્યોને અસંખ્ય ઇચ્છાઓ હોય છે, તેમાં એકાદ નાની ઇચ્છાની સિદ્ધિમાં પણ જો નિષ્ફળ થાય છે તો જાણે કે તેમની સેંકડો માળની હવેલી જ ગગડી ગઇ હોય તેમ ઢીલા થઇને બેસે છે. પણ શું એ ખરૂં છે ? નહિ જ. એક ઇચ્છામાં નિષ્ફળતા એ તો તેની મોટી હવેલીની એક ઈંટ ખર્યા જેવું છે પણ મનુષ્યો તે ઈંટને જ આખું ઘર માની બેઠા હોય છે. આ કેવડી મોટી ભૂલ છે ! અરે ! ઈંટને બદલે કદાચ આ ઓરડાનું આખું તળીયું જ નીકળી પડે તો પણ

શું થયું ? ક્યાં બીજો ઓરડો નથી કે આ ઓરડામાં જ 'અદ્ધર ઉભા રહી શકાશે નહિ અને હવે પડી જવાશે' એમ વિચાર કરવો પડે ? પણ મનુષ્યો આમ જ કરે છે. એક ઇચ્છા સિદ્ધ ન થતાં હવે બીજી એક પણ ઇચ્છા સિદ્ધ નહિ જ થાય એમ માની પોતાની આખી ઇમારત ત્રુટી ગયેલી ધારી હાથે કરી નિરાધાર બને છે. મારે તો આ એક જ ઇચ્છા છે, અને તેમાં પણ હું આ વખતે નિષ્ફળ નીવડ્યો છું—અરે ! નિષ્ફળ નીવડ્યો છું નહિ પણ હતો—તો પણ મારે તેથી ઘેંશજેવા ઢીલા શા માટે બનવું જોઇએ ?

આ વખત થોડી ક્ષણ હું નિરાશ થયો હતો, થોડો સમય ઘેંશ થયો હતો, અને તેથી મને લાગ્યું કે એથી કશો જ લાભ નથી. વળી દિવ્યમૂર્તિની આશાજનક પ્રતિમા મેં જોઇ ત્યારે હું પાછો ટટાર થયો. હું મારી મેળે કંઇ કાંટાવાળી જગાએથી બેઠો થયો નથી. મારા પ્રભુને, મારી પ્રિયમાં પ્રિય દિવ્યમૂર્તિને મેં કાંટાજાળીયામાં આણી અને તેની સહાયથી હું ઉભો થયો, એ પણ મારી કેટલી ભૂલ ! મારી અત્યંત પ્રિય વસ્તુને તે મારે હાથમાં રમાડવી જોઇએ કે આવી કઠોડી જગામાં મૂકવી જોઇએ ? મારાં સુંદર વસ્ત્રને હું બહુ સંભાળવાળી જગાએ રાખું છું, મારી પ્રીતિની વસ્તુને હું બહુ કાળજીથી સારામાં સારી જગાએ મૂકું છું, ત્યારે મારી સર્વથી અધિક પ્રિય એવી જે દિવ્યમૂર્તિ—

મારા પ્રભુ–તેને મારે એવી જગામાં શા માટે આણવા જોઇએ? મારે મારી મેળે જ ઉઠવું જોઇતું હતું પણ અહો! મારી તે દિવ્યમૂર્તિ કેટલી દયાળુ! આવી ક્લિષ્ટ જગાએ આવીને તેણે મને ઉઠાડ્યો. અહો! તારી કૃપાલુતાને ધન્ય છે!

પરંતુ ઘણા મનુષ્યો આમ જ કરતા જણાય છે. સોનાનાં ચાંદીનાં સિંહાસનોમાં પોતાના પ્રભુની મૂર્તિને મૂકે છે પણ તેમને ઘડીએ ને પલકે ખરાબ જગાએ ચૈતન્યરૂપે આવવાને બોલાવે છે! જે જડ પ્રતિમા જેનેલીધે સુંદર સ્થાનમાં સ્થાપવાને યોગ્ય ગણી તે તેના ચૈતન્યમય અંશને ગમે ત્યાં રવડાવવો અને પેલી જડ પ્રતિમાને સુંદર સ્થાનમાં મુકવી! એવી ભક્તિ મારે કરવી નથી. હું તો મારા પ્રભુની મૂર્તિને પણ ભવ્ય સ્થાનમાં બેસાડીશ અને તેમના ચૈતન્યમય અંશને પણ ભવ્ય સ્થાનમાં જ રાખીશ. હા, જ્યારે નિરુપાય હોઉં ત્યારે તો તેને બોલાવ્યા વિના છૂટકો નહિ. પણ ઘણા મનુષ્યો કે જેમાંનો હું પણ આજે એક થઇ રહ્યો હતો, તે તો પોતાનામાં બળ હોય તો પણ જ્યાં ત્યાં પોતાની પ્રિયતમ મૂર્તિને નકામો ત્રાસ આપે છે. એ જ પ્રિયતમ મૂર્તિ ઈશ્વરે મારામાં આજે નિરાશાની કાંટાવાળી જગાએથી ઉઠવાનું બળ આપ્યું હતું. પણ તે મેં ન વાપર્યું, એ મોટી ભૂલ થઇ. પણ હવે તેમ નહિ કરૂં. મારી મેળે જ તેવી જગાએથી બેઠો થઇશ. પ્રભુએ જો બળ ન આપ્યું હોત તો તે મા-

રામાં આપવાને માટે એમને બોલાવત, પણ એ અગમચે-તી પ્રભુએ બળ તો મારામાં પહેલથી જ મૂક્યું હતું. અને મારા આજના દૃષ્ટાંતઉપરથી મને એમ જ લાગે છે કે ઈશ્વર જગત્માં એક જ કાર્ય કરે છે અને તે એ કે જેને જે વખતે જે પ્રકારના બળનો ઉપયોગ કરવાનો હોય છે, તે બળને તેનામાં પહેલેથી જ મૂકી દે છે. મારા એકલા માટે જ પ્રભુ આવો નિયમ કહાડે તેમ નથી. મનુષ્યમાત્રને માટે પ્રભુએ તે નિયમ રાખ્યો હોય એમ જણાય છે. પ્રત્યે-કમાં, જ્યારે તેને તે બળ વાપરવાની અગત્ય પડે છે, ત્યાર પૂ-ર્વે જ તે બળ તેનામાં મૂકી દે છે. અને જ્યારે આમ છે તો પછી પ્રભુને વિનાકારણ શા માટે મારે કે કોઇએ તે-મને ગમે ત્યાં બોલાવીને ત્રાસ આપવો?

હશે, આજે તો મારી દિવ્યમૂર્તિએ મને ઉભા થવામાં સાય્યહાય આપી છે. પણ હવે મારી મેળે જ ઉભો થવા યત્ન કરીશ. જો આ વિચાર હું કોઇને કહું તો મને અભિમાની ગણે. પરંતુ એ તેમનું કેટલું અજ્ઞાન છે! બાલક માતાપિતા-સમક્ષ સ્વતંત્રપણે ઉભું રહેતાં શીખે એ શું તેનું અભિ-માન છે? અને તે નથી તો મારે પ્રભુઆગળ મારી મેળે ઉભા થવાનો યત્ન કરવો એ કેવી રીતે અભિમાન ઠરે? એથી ઉલટું જો હું ન ઉભો થાઉં તો મારી હઠીલાઇ ઠરે છે. મને ઈશ્વરે ઉભા થવા બળ આપ્યાં છતાં તેને હું ન

વાપરૂં તો તે મારી ઉદ્ધતાઇ છે, અને તેનું ફળ મારે ભોગવવું જ પડે. મારે પ્રભુઆગળ એવી ઉદ્ધતાઇ કે હઠીલાઇ અથવા ખંદાઇ વાપરવાનું કંઇ જ કારણ નથી. અજ્ઞાની અને જીવત્વવાળાં માબાપોનાં છોકરાં કદાચ તેમ કરે તો તે ઠીક છે, પણ હું તો જ્ઞાનૈશ્વર્યસંપન્ન પ્રભુનું બાલક છું, તેથી મારે તે હઠીલાઇ કરવી યોગ્ય નથી. આથી હવેથી હું પ્રત્યેક નિરાશામાંથી અથવા પ્રત્યેક જાતના કાંટાજાળીયામાંથી મારી જાતે જ ઉઠવાનો યત્ન કરીશ.

ત્યારે આ વખત હું મારી ઇચ્છામાં નિષ્ફળ થયો તેમાં કારણ શું ? મુખ્ય તો મેં ગઇ વખતે જે નિશ્ચય કર્યો હતો કે મારી ઇચ્છાની સિદ્ધિ થવામાં મારી અયોગ્યતા એ જ કારણ છે. અવશ્ય, મારી યોગ્યતા દિવસે દિવસે વધતી જાય છે, પણ મારી ઇચ્છા જેટલી મહાન્ છે તેટલી તે વધેલી ન હોવી જોઇએ. પણ તેથી તે હવે વધશે નહિ એમ કંઇ નથી. એ વધશે જ, પણ તેને વધારવાને માટે મારે યત્ન વધારે કરવાની જરૂર જણાય છે. ગઇ વખતની નિષ્ફળતાના પ્રસંગે મેં એ વિચાર કર્યો હતો કે સદ્વિચાર કરવા. પણ ત્યાં કંઇ પ્રયત્નનો અવધિ આવી રહ્યો હોય એમ લાગતું નથી.

વિચાર કરતાં મને મારામાં એ પ્રયત્નને વધારવાની જરૂર જણાય છે કે મારે મારા પ્રત્યેક વિચારને આચારમાં

મૂકતા જવું. હું સારા વિચાર કરી શકું છું પણ પૂર્ણ રીતે અને મારા સમગ્ર જીવનમાં તેને આચારમાં હું મૂકતો હોઉં એમ મને લાગતું નથી. ક્વચિત્ ક્વચિત્ હું મારા સદ્વિચારોનો ઉપયોગ કરૂં છું.અને તેથી તેટલા તેટલા મારા અંશને હું યોગ્યતાયુક્ત કરૂં છું. પણ જો મારે દિવ્યમૂર્તિસરખા પુરુષને સર્વ રીતે જોવો હોય તો મારે સર્વ રીતે યોગ્ય થવું જોઇએ, અને તેમ થવાને માટે મારે મારા પ્રત્યેક આચાર વા કર્તવ્યને ઉત્તમ કરવું જોઇએ. મારી પ્રત્યેક ક્રિયા મારા સદ્વિચારને અનુસાર થવી જોઇએ. મારા વિચારો આચરણીય—આચારમાં મૂકાય—એવા હોવા જોઇએ. અને તે તે મારે વિશેષ ધ્યાન રાખી કર્તવ્યમાં મૂકવા જોઇએ.

બીજું મારા કર્તવ્યમાં ગઈ વખત નહિ સ્ફુરેલી પણ આ વખત મને પ્રત્યક્ષ થયેલી એવી એક બાબત મારે ખાસ ધ્યાનમાં લેવાની છે. અને તેને મારે નિત્ય કરવાની છે. આજે જ્યારે હું નિરાશ થયો, તે વખતે દિવ્યમૂર્તિ મને કંઇ પુછતી લાગી એમ પ્રથમ મને ભાન થયું. એ ભાનના ઉત્તરમાં મેં તેને પ્રાર્થનારૂપે કંઇ કહ્યું, અને તેમ થતાં તેના તરફથી મને નિર્ભયતા તથા ઉત્સાહ પ્રાપ્ત થાય એવો કાંઇ અનુભવ થયો. મારો આ પ્રસંગ મને પ્રાર્થના કરવાના નવા કર્તવ્યપ્રતિ દોરે છે. અને ખરેખર, ગઇ વખત મેં તેના વિચાર કર્યા ન હતા.

મનુષ્યે પ્રાર્થનામય અંતઃકરણ રાખવું જોઇએ. અને તેમ થતાં તેનો નિત્ય કોઇ મહાન્ વસ્તુસાથે સંયોગ થતો–જામ્યો–રહે છે. પ્રાર્થના એ મનને ઉચ્ચ વસ્તુપ્રતિ લઇ જનાર છે. બીજા પ્રકારના ચિંતનવડે જ્યારે મનુષ્ય ધ્યેયના સ્થૂલ તથા સૂક્ષ્મ સ્વરૂપપર્યંત પહોંચે છે, ત્યારે પ્રાર્થનાના ચિંતનથી મનુષ્ય ધ્યેયના સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ સ્વરૂપના પ્રદેશપર્યંત પહોંચે છે. બીજી એવી એક પણ ક્રિયા નથી નથી કે જે પ્રાર્થનાજેવું ફલ પ્રકટાવે છે તેવું ફલ પ્રકટાવે. પ્રાર્થનામાં મનુષ્ય તલ્લીન થતાં પોતાનું ભાન ભૂલી જાય છે અને તેમ થતાં તેનું જાગ્રત્ મન દબાઇ જાય છે. જાગ્રત્ મન હમેશાં મનુષ્યને વિક્ષેપ કરનાર હોય છે, અને તે દબાઇ જતાં મનુષ્યે જ્યાં સ્થિતિ કરવી હોય છે, ત્યાં તે સ્થિરતાથી સ્થિતિ કરી શકે છે. તેની જ સાથે અર્થાત્ જાગ્રત્ મન દબાવાની સાથે મનુષ્યનો આંતર પ્રદેશ વધારે બહાર આવે છે, અને તે પ્રાર્થનાના સંસ્કારને ગ્રહણ કરે છે. અને એ આંતર પ્રદેશ જે સંસ્કાર ગ્રહણ કરે છે, તેવો જ મનુષ્ય થાય છે. એ આંતર પ્રદેશમાં પડેલા સંસ્કારાનુસાર તેને ફલની પ્રાપ્તિ થાય છે.

આથી જ ઘણા મનુષ્યોનું જાગ્રત્ મન ઉપરઉપરથી સારૂં કાર્ય કરતું જણાય છે, અને તેમ છતાં તેમને તે કાર્યની ઉત્તમ ફલસિદ્ધિ તો થતી જ નથી. એનું કારણ

એ જ કે તેમના આંતર પ્રદેશમાં ઉચ્ચ કાર્યના સંસ્કારો પડ્યા નથી. તેથી સત્વર યથાર્થ ફલસિદ્ધિ થવાને માટે મારે આંતર પ્રદેશને અધિક ઉચ્ચ સંસ્કારયુક્ત કરવા જોઇએ. અને તેને માટે પ્રાર્થનાસરખું બીજું એક પણ સાધન નથી. પ્રાર્થના હૃદયને શુદ્ધ કરે છે, અને તેની સાથે જ ઉચ્ચ સંસ્કારોને આપણામાંથી જાગ્રત્ પણ કરે છે. મનુષ્યમાં એક એવો કોશ છે કે જેમાં ઉચ્ચ સંસ્કારો—અપૂર્વ ફલને પ્રકટાવે તેવા સંસ્કારો—અનંત પ્રમાણમાં છે. આ સંસ્કારનો જો ઉદય કરવામાં આવે તો તે સંસ્કારો અદ્દ્ભુત ફલને પ્રકટાવવા સમર્થ હોય છે. પણ એ સંસ્કારોનો ઉદય કરવા અથવા તેમને જાગ્રત્ કરવા માટે મનુષ્યના યત્નની અપેક્ષા છે; અને તે યત્ન એ જ આ પ્રાર્થના છે. એ એટલી ત્વરાથી એ સંસ્કારોનો ઉદય કરાવે છે કે જેની કલ્પના પણ થઇ શકે એમ નથી. આથી પ્રાર્થના બહારના ઉચ્ચ સંસ્કારોની ઉચ્ચ છાપ આંતર પ્રદેશોમાં પાડે છે, હૃદયને નિર્મલ કરે છે, અને તેની સાથે મનુષ્યમાં રહેલા ઉચ્ચ સંસ્કારોના કોશનો ઉદય કરે છે.

પ્રાર્થનાથી હૃદય નિર્દોષ થવાનો હેતુ એ જ છે કે તે કરવામાં હૃદયનો ઉપયોગ કરવો પડે છે, અને હૃદય જ્યારે તેવા ઉપયોગમાં આવે છે ત્યારે તે નિર્દોષ અને વિશુદ્ધ બને છે, અને તેમ યતાં એ જ હૃદયમાં પરમાત્માનો પ્રકાશ થાય

છે. આથી બીજી ક્રિયાઓ માત્ર બહારથી શુદ્ધ સંસ્કારોને ગ્રહણ કરે છે, ત્યારે પ્રાર્થના અંતરના ગુપ્ત વા પ્રકટ શુદ્ધ સંસ્કારોને ઉત્તમ રીતે બહાર આણે છે. માટે તેની અવશ્ય અગત્ય છે.

આ પ્રાર્થનાને મારે તેમ જ જેમણે સત્વર ઈપ્સિતાર્થને સિદ્ધ કરવો છે, તેમણે અધિક અને અધિક પ્રમાણમાં કરવાની જરૂર છે. જેમ જેમ પ્રાર્થના થતી જાય છે તેમ તેમ ઈશ્વરાભિમુખતા વધતી જાય છે. અને ઈશ્વર એ શું છે? પ્રાણિમાત્રના ઈપ્સિતાર્થની સિદ્ધિરૂપ વસ્તુ. ઈશ્વરાભિમુખતા થવી એટલે મનુષ્યમાત્રની શ્રેષ્ઠ ઇચ્છાપ્રતિ વૃત્તિ વળવી. આથી મારે જો મારી ઇચ્છા સિદ્ધ કરવી છે, તો જરૂર પ્રાર્થનાને કરવી ઘટે છે.

આ પ્રાર્થના જેમ તીવ્ર તેમ વધારે ફળ આપે છે. મંદ પ્રાર્થના તેવા બળયુક્ત નથી. તીવ્ર પ્રાર્થના અણુ અણુને, સ્થૂલ સૂક્ષ્મ સર્વ કરણોને–ઈપ્સિત વસ્તુવિષયક અભિમુખતાપ્રતિ પ્રેરે છે. અને જ્યારે સર્વ કોઇ એક જ વસ્તુનું ચિંતન કરે છે ત્યારે તે વસ્તુ શીઘ્ર સિદ્ધ થાય છે. આ પ્રાર્થના મારે અત્યંત ભક્તિથી, અત્યંત પ્રેમથી, અત્યંત શ્રદ્ધાથી, અત્યંત નિઃશંકપણે, અત્યંત સબલપણે, તથા અત્યંત નિશ્ચિંતપણે કરવી જોઇએ. ઘણા માણસો ચિંતાસહિત પ્રાર્થના કરે છે. 'અમુક ફલસિદ્ધિ ક્યારે થશે, ઝટ નહિ થાય તો'

વગેરે વિચારને સાથે રાખીને પ્રાર્થના કરે છે. પ્રાર્થના કરીને પછી અધૈર્યને પ્રાપ્ત થાય છે. હજી કેમ ફળ મળતું નથી એવા ઉદ્ગારો તે વારંવાર કાઢે છે. આ સર્વ વિકળતા નકામી છે. પ્રાર્થના કરવી એટલે આપણા ઇષ્ટને આપણી ઇચ્છાના વિષયની યાચના કરવી. પ્રાર્થનાનો કંઇ એવો અર્થ થતો નથી કે તે પ્રમાણે યાચના કરીને પછી ચિંતા કરવી, કે અશ્રદ્ધા ધરવી કે અધૈર્ય ધરવું કે શંકા ઉપજાવ્યા કરવી. એ બધું પ્રાર્થનાનું વિરોધી છે. જેથી શુદ્ધ મનથી, શુદ્ધ નિષ્ઠાથી, શુદ્ધ બુદ્ધિથી અને શુદ્ધ પ્રેમથી હવે હું વારંવાર પ્રાર્થના કરીશ અને તે જ કરીને વારંવાર મારા ઈપ્સિત વિષયની સાથે સંબંધમાં આવીશ.

બીજું મારે એક એ વ્રત ધારણ કરવાનું છે કે મારે મારા વિચારો મારી સ્વતંત્રતાના સમયમાં પણ પૂર્ણ આનંદપણે અને અંતરથી હસતાં હસતાં કરવા જોઇએ. મુજીની પેઠે મોંનો દાથરો ચઢાવીને જાણે શું એ બળતરાના વિચાર કરતા હોઇએ એવા ભાવથી કોઇ પણ વિચાર કરવો નહિ. ગમે તેવા ઉચ્ચ કે ગંભીર વિચાર કરવા હોય તોપણ તે મનના નિર્વેદસરખા ભાવથી કરવા નહિ. મારૂં મન મધ્યે મધ્યે જરા હસતું રહે એવા વિચાર કરવા જોઇએ. મન જાણે બાધાચકલાજેવું થઇને બેઠું હોય તેમ રાખીને કશા વિચાર કરવા નહિ. પણ તેને હસાવી હસાવીને જ

છે. આથી બીજી ક્રિયાઓ માત્ર બહારથી શુદ્ધ સંસ્કારોને ગ્રહણ કરે છે, ત્યારે પ્રાર્થના અંતરના ગુપ્ત વા પ્રકટ શુદ્ધ સંસ્કારોને ઉત્તમ રીતે બહાર આણે છે. માટે તેની અવશ્ય અગત્ય છે.

આ પ્રાર્થનાને મારે તેમ જ જેમણે સત્વર ઈપ્સિતાર્થને સિદ્ધ કરવો છે, તેમણે અધિક અને અધિક પ્રમાણમાં કરવાની જરૂર છે. જેમ જેમ પ્રાર્થના થતી જાય છે તેમ તેમ ઈશ્વરાભિમુખતા વધતી જાય છે. અને ઈશ્વર એ શું છે? પ્રાણિમાત્રના ઈપ્સિતાર્થની સિદ્ધિરૂપ વસ્તુ. ઈશ્વરાભિમુખતા થવી એટલે મનુષ્યમાત્રની શ્રેષ્ઠ ઇચ્છાપ્રતિ વૃત્તિ વળવી. આથી મારે જો મારી ઇચ્છા સિદ્ધ કરવી છે, તો જરૂર પ્રાર્થનાને કરવી ઘટે છે.

આ પ્રાર્થના જેમ તીવ્ર તેમ વધારે ફળ આપે છે. મંદ પ્રાર્થના તેવા બળયુક્ત નથી. તીવ્ર પ્રાર્થના અણુ અણુને, સ્થૂલ સૂક્ષ્મ સર્વ કરણોને—ઈપ્સિત વસ્તુવિષયક અભિમુખતાપ્રતિ પ્રેરે છે. અને જ્યારે સર્વ કાંઇ એક જ વસ્તુનું ચિંતન કરે છે ત્યારે તે વસ્તુ શીઘ્ર સિદ્ધ થાય છે. આ પ્રાર્થના મારે અત્યંત ભક્તિથી, અત્યંત પ્રેમથી, અત્યંત શ્રદ્ધાથી, અત્યંત નિઃશંકપણે, અત્યંત સબલપણે, તથા અત્યંત નિશ્ચિંતપણે કરવી જોઇએ. ઘણા માણસો ચિંતાસહિત પ્રાર્થના કરે છે. 'અમુક ફલસિદ્ધિ ક્યારે થશે, ઝટ નહિ થાય તો'

માંથી કે નાભિમાંથી પ્રસંગે અટ્ટહાસ્ય કરાવતા નથી, અને જે આપણને ભારરૂપ ન થતાં આખો દિવસ આપણને હલકા પુષ્પ જેવા કરી મૂકતા નથી, તે હસતા વિચારો નથી. શરીર, મગજ તથા મન એ સર્વને હસાવવાની અત્યંત જરૂર છે. તેમાં મન અને મગજ તો હસતા વિચારો કરવાથી, વિચારની શ્રેણીને રમુજી રીતે ગોઠવવાથી, વિનોદજનક તર્કો કરવાથી અને હાસ્ય પ્રકટે એવી રીતે બોલી બતાવવાથી શરીર, મન તથા મગજ ઘણો લાભ પામે છે. એથી કર્તવ્ય ઘણું થાય છે, અને તેમ છતાં શ્રમ કે કંટાળો જણાતો નથી.

આટલા વિચારોને મારે પૂર્વના વિચારોસાથે જોડવા જોઇએ. અને તેને જેમ બને તેમ અધિક આચરણીય કરી મૂકવા જોઇએ. મારી ક્રિયામાત્રને અત્યંત ઉજ્જવલ, અત્યંત ઉચ્ચ, અત્યંત નિર્મલ, અત્યંત ભવ્ય તથા અત્યંત મોહક કરીશ. નિત્ય અધિક અને અધિક પ્રાર્થના કરીશ. અને તેમ થતાં મારી ક્રિયા, વિચાર તથા સંકલ્પવડે હું ઇપ્સિવસ્તુરૂપ બની રહીશ.

આમ વિચારીને દીનબંધુ ઉઠ્યો, અને થોડો સમય ચંદ્રના પ્રકાશમાં આમ તેમ ફર્યો. અને પછી પ્રસન્ન ચિત્તથી સુવાને ગયો.

કરવા. મનુષ્યો બહારથી મોં મલકાતું રાખે છે, નેત્રમાં હાસ્યનો ભાવ દર્શાવે છે, પરંતુ તેટલા માત્રથી કશું વળતું નથી. હું મારા વિચારોને હસતા અને હસતા રાખીશ. રડતા વિચારો મને કે કોઇને કશું સુખ આપી શકે એમ નથી. મારા વિચારોથી મને જ હસવું આવે એવા વિચારો હજી મેં કર્યા નથી.

હસવાપણું–પ્રસન્નતા–એ વિચારનો પ્રાણ છે અને તેથી હસતા વિચારો એ પ્રાણમય વિચારો છે અને જે પ્રાણમય વિચારો છે તે જ જ્યાં ત્યાં ગતિ કરી શકે છે. ઘણા મનુષ્યો કહે છે કે અમે સારા વિચારો કરીએ છીએ અને તેઓ કરતા હોય છે એ પણ ખરૂં હોય છે, છતાં પણ તેનાથી જોઇએ તેવા લાભને તેઓ મેળવી નથી શકતા એમ જે બૂમો પાડયા કરે છે તેનો હેતુ આ જ છે કે તેઓ ઉચ્ચતમ વિચારો કરે છે, પણ તે હસવાપણાથી કરતા નથી–હસતા વિચારો કરતા નથી. હસતા વિચારો કરનારમાં નિત્ય ઉત્સાહ બલ, આવેગ, આશા, અધિક ઉચ્ચપ્રતિ દષ્ટિ, સિદ્ધિના સંભવો તથા સર્વમાં અધિક જાગૃતિ રહે છે. અને ઈપ્સિતાર્થની સિદ્ધિમાં એ સર્વની અનિવાર્ય અગત્ય છે.

ગંભીરપણે, ઉદાસ જેવું મોં કરીને તો સઉને વિચાર કરતાં આવડે છે. પણ જે આપણા મુખઉપર હાસ્ય ઉપજાવતા નથી, નેત્રમાં આનંદનો ભાવ આણુતા નથી, હૃદય-

માંથી કે નાભિમાંથી પ્રસંગે અટ્ટહાસ્ય કરાવતા નથી, અને જે આપણને ભારરૂપ ન થતાં આખો દિવસ આપણને હલકા પુષ્પ જેવા કરી મૂકતા નથી, તે હસતા વિચારો નથી. શરીર, મગજ તથા મન એ સર્વને હસાવવાની અત્યંત જરૂર છે. તેમાં મન અને મગજ તો હસતા વિચારો કરવાથી, વિચારની શ્રેણીને રમુજી રીતે ગોઠવવાથી, વિનોદજનક તર્કો કરવાથી અને હાસ્ય પ્રકટે એવી રીતે બોલી બતાવવાથી શરીર, મન તથા મગજ ઘણો લાભ પામે છે. એથી કર્તવ્ય ઘણું થાય છે, અને તેમ છતાં શ્રમ કે કંટાળો જણાતો નથી.

આટલા વિચારોને મારે પૂર્વના વિચારોસાથે જોડવા જોઇએ. અને તેને જેમ બને તેમ અધિક આચરણીય કરી મૂકવા જોઇએ. મારી ક્રિયામાત્રને અત્યંત ઉજ્જવલ, અત્યંત ઉચ્ચ, અત્યંત નિર્મલ, અત્યંત ભવ્ય તથા અત્યંત મોહક કરીશ. નિત્ય અધિક અને અધિક પ્રાર્થના કરીશ. અને તેમ થતાં મારી ક્રિયા, વિચાર તથા સંકલ્પવડે હું ઇપ્સિતવસ્તુરૂપ બની રહીશ.

આમ વિચારીને દીનબંધુ ઉઠ્યો, અને થોડો સમય ચંદ્રના પ્રકાશમાં આમ તેમ ફર્યો. અને પછી પ્રસન્ન ચિત્તથી સુવાને ગયો.

કરવા. મનુષ્યો બહારથી મોં મલકાતું રાખે છે, નેત્રમાં હાસ્યનો ભાવ દર્શાવે છે, પરંતુ તેટલા માત્રથી કશું વળતું નથી. હું મારા વિચારોને હસતા અને હસતા રાખીશ. રડતા વિચારો મને કે કોઇને કશું સુખ આપી શકે એમ નથી. મારા વિચારોથી મને જ હસવું આવે એવા વિચારો હજી મેં કર્યા નથી.

હસવાપણું–પ્રસન્નતા–એ વિચારનો પ્રાણ છે અને તેથી હસતા વિચારો એ પ્રાણમય વિચારો છે અને જે પ્રાણમય વિચારો છે તે જ જ્યાં ત્યાં ગતિ કરી શકે છે. ઘણા મનુષ્યો કહે છે કે અમે સારા વિચારો કરીએ છીએ અને તેઓ કરતા હોય છે એ પણ ખરૂં હોય છે, છતાં પણ તેનાથી જોઇએ તેવા લાભને તેઓ મેળવી નથી શકતા એમ જે બૂમો પાડ્યા કરે છે તેનો હેતુ આ જ છે કે તેઓ ઉચ્ચતમ વિચારો કરે છે, પણ તે હસવાપણાથી કરતા નથી–હસતા વિચારો કરતા નથી. હસતા વિચારો કરનારમાં નિત્ય ઉત્સાહ બલ, આવેગ, આશા, અધિક ઉચ્ચપ્રતિ દૃષ્ટિ, સિદ્ધિના સંભવો તથા સર્વમાં અધિક જાગૃતિ રહે છે. અને ઈપ્સિતાર્થની સિદ્ધિમાં એ સર્વની અનિવાર્ય અગત્ય છે.

ગંભીરપણે, ઉદાસ જેવું મોં કરીને તો સઉને વિચાર કરતાં આવડે છે. પણ જે આપણા મુખઉપર હાસ્ય ઉપજાવતા નથી, નેત્રમાં આનંદનો ભાવ આણતા નથી, હૃદય-

મનુષ્યોના લક્ષબહાર રહી જાય છે. અને તેથી તેઓ અનેક જાણવા યોગ્ય બાબતોથી વિમુખ રહે છે, તથા તેને લીધે અનેક પ્રકારની ન્યૂનતાનો પોતાનામાં અનુભવ કરે છે, કે જે ન્યૂનતા તેમને દુઃખ, સંતાપ, અજ્ઞાન તથા તેવા જ બીજાગુણો-ને પ્રકટાવે છે.

દીનબંધુઓમાં નિત્ય થતા ફેરફાર કોઈ જાણી શક્યું નહિ, અને તેમ છતાં તે તો તેનામાં થતા જ ગયા. તેનું મુખ ભવ્ય તથા પ્રૌઢ થતું ગયું. અન્યના લક્ષમાં તે એકાએક ન આવ્યું કારણ તેમાં કોઈ કશું ચમત્કારિક જોતા ન હતા. તોપણ જ્યારે દીનબંધુ તેના કામમાંથી નિવૃત્ત થતો ત્યારે નિત્ય નિયમિતપણે એક એકાંત સ્થા-નમાં જતો, અને તે દિવ્યમૂર્તિપ્રતિ કેટલોક કાળ નિર્નિમેષ દૃષ્ટિથી જોતો, અને પછી તેનું ધ્યાન કરતો, અને તેમાં તે દિવ્યમૂર્તિપ્રતિ અખંડ પ્રાર્થના કર્યાં કરતો; એ વાર્તા કેટલાક જાણતા હતા. તે લોકોના વિચારપ્રમાણે દીનબંધુની આ પ્રવૃત્તિ એક ઘેલ-છારૂપે લાગતી. તોપણ તેની એ પ્રવૃત્તિપ્રતિ તેઓ ક્ષમા-શીલ દૃષ્ટિથી જોતા. કારણ કે તે તેના નિત્ય કરવાનાં વ્યાવહારિક કાર્યો કર્યે જતો હતો. બીજાં કામો સારી રીતે કરતો અને તેથી તેને તેના આડોશીપાડોશીઓ, મહેનતુ, ઘર સંભાળ-નાર અને મળતાવડા તરીકે ગણતા.તેઓ જાણતા કે તેના ઘરનાં કામ ચુકીને કે તેના નિર્વાહમાં બેકાળજી કરીને કોઈને ભારરૂપ ન થતાં તે ઉપરાંતના સમયમાં તે આ પ્રકારે કરતો તેથી બીજાને બહુ

વર્ષો વીતવાની સાથે દીનબંધુ કેવલ વયમાં જ વધતો હતો એમ ન હતું. જેમ આજે તે યુવાવસ્થાના આરંભક વર્ષો વીતાવી પૂર્ણ યૌવનમય મોહકમૂર્તિ બની રહ્યો હતો, તેમ તેનો આંતરપ્રદેશ પણ તેવો જ મોહક બની રહ્યો હતો. દિવસે દિવસે તે પ્રદેશ વધારે અને વધારે રમ્ય થતો જતો હતો, અને તેની અસર શરીરઉપર સહસા ઉતર્યા કરતી હતી. પરંતુ સ્થૂલ દૃષ્ટિનું જગત્ તે નિત્યના કુદરતી નિયમની પેઠે થયા જતા ફેરફારઉપર લક્ષવાળું ન હતું. જગતનો મોટો ભાગ સ્થૂલ બુદ્ધિના જડમતિ સરખો હોવાનું અનુમાન અનેક મનુષ્યો કરે છે તેમાં મુખ્ય હેતુ આ જ છે કે અનેક મનુષ્યો ગમે તેવા ઉપયોગી અને મહત્વના ફેરફારો થતા હોય, પણ જો તે સૂક્ષ્મપણે થતા હોય અથવા કુદરતના નિયમાનુસાર ક્રમપૂર્વક થતા હોય તો તે પ્રતિ મનુષ્યના મોટા ભાગનો લક્ષ હોતો નથી. જ્યારે કંઇ મોટા ફેરફાર થાય છે ત્યારે જ ત્યાં તેમનું ધ્યાન ખેંચાય છે. પરંતુ કુદરતમાં તેવું ક્વચિત્ જ થાય છે, અને તેથી કુદરતનાં મહાન સત્યો તથા સામર્થ્યો જે અનેક સ્થળે પ્રકટ્યા કરે છે તે

જેટલી ઉચ્ચતા હોય તેના કરતાં કંઇ અધિક ઉચ્ચતા-વાળી સ્થિતિનું સ્ફુરણ વા ભાન થતું, અને તેથી તે તત્કાળ તેને વિવિધ યત્ને આચારમાં ઉતારતો અને તેમાં સફળ થતો, અર્થાત્ તેવી અધિક ઉચ્ચતા તે તેનામાં પ્રકટ થયેલી જોતો. તે એક સરળ ભોળા તથા નિષ્ઠાવાળા હૃદયનો મનુષ્ય હતો. હજી તે દૃઢ શ્રદ્ધાથી તેની માતાએ જે વાત દિવ્યમૂર્તિ-સંબંધી કહી હતી તે વાતને સત્યરૂપે માનતો અને કોઇ કાળે તેવા જ પુરુષનાં તે દર્શન કરશે એમ જાણતો.

આમ સમય ચાલ્યો જતો હતો, એટલામાં સુવર્ણરાજ-પ્રતિ દૈવે વિલક્ષણ ગતિથી પોતાનું ચક્ર ફેરવ્યું. ભરતી ઉ-તરવા માંડી અને ઓટ થવા લાગ્યો. તેની તમામ સંપત્તિ કપૂરની પેઠે ઉડી જવા લાગી. અને તેમ થવાથી તે મૃતપ્રાય થયો. વસ્તુતઃ તે મરણશરણ થઇ અગ્નિને સ્વાધીન થઇ ગયો. તેના જીવનનું ઐશ્વર્ય, તેજ, અથવા જે કંઈ કહીએ તે સંપત્તિ જ હતું, સંપત્તિ એ જ તેનું શરીર તથા આત્મા હતો, અને તે જવાથી તો હવે નિર્જીવવત્ જણાતો. ભવ્ય મકાન એનું એ હતું. પણ તેનું વર્ચસ્ જતું રહ્યું હતું. સુવર્ણ-રાજ તેનો તે હતો, પણ તેનું ઓજસ્ ચાલી ગયું હતું. તેનું શરીર હાડપીંજરસરખું, પીળચટું અને વૃદ્ધાવસ્થાની કરચલીઓયુક્ત થઇ રહ્યું હતું. આ પ્રકારે તેનું સુવર્ણ ઓગળી જતાં તેનામાં દિવ્યમૂર્તિસાથે જે સામ્ય લોકોને

વિરોધ લાગતો નહિ. તેઓ બિચારા જાણતા ન હતા કે દિવ્યમૂર્તિ તો તેને એક અદ્વિતીય શિક્ષકરૂપ–ગુરુરૂપ થઈ હતી, અને તેમાં જે તેની મનોભાવના બંધાઇ હતી, તે એ યુવકના હૃદયને અત્યંત વિશ્રાન્ત કરનાર હતી, અને બીજાઓનાં અંતઃકરણ કરતાં તેનામાં તે અધિક વિસ્તૃત તથા નિગૂઢ ઉચ્ચતાને પ્રકટાવનાર હતી. તેઓ જાણતા ન હતા કે ગમે તેટલા ગ્રંથોનો અભ્યાસ કરવા કરતાં પણ આ વડે વધારે જ્ઞાન તથા અલૌકિક બુદ્ધિ પ્રાપ્ત થાય એમ હતાં. તેમ બીજા કોઇ જીવંત પુરુષ કરતાં પણ આ મૂર્તિ તેને કંઇક વધારે આપી શકે એમ હતી. એ પણ તેમના જાણવામાં ન હતું. તેમ જ દીનબંધુ પણ તે સંબંધી કોઇને કશું કહેતો નહિ. તે પોતાના સામર્થ્યની મિથ્યા અધિકતા માનતો નહિ, પણ તેને પોતાનામાં જેટલી અધિકતાનું ભાન થતું, તેટલી તે આચારમાં ઉતારી જોતો, અને તેમ કરીને પોતાની આધકતાના આરંભમાં એકાએક ઉઠેલા ભાનને તે કેટલા અંશમાં સત્ય તથા અનુભવગમ્ય છે તેની ખાતરી કરી લેતો. અને તેમ કરતાં તેને જણાતું કે જે કંઇ અધિક ઉચ્ચતાનું ભાન તેને પોતાના વિષે આરંભમાં કંઇ પણ આધારવિના એકાએક થઇ આવતું, તે ખોટું ન હતું, પણ સત્ય જ હતું, અને તે પ્રયત્નવડે તેવો ઉચ્ચ તે પોતાને થોડા જ વખતમાં થયેલો જોતો. અને એ પ્રમાણે તેને વારંવાર પોતાની વર્તમાન સ્થિતિમાં

જેટલી ઉચ્ચતા હોય તેના કરતાં કંઇ અધિક ઉચ્ચતાવાળી સ્થિતિનું સ્ફુરણ વા ભાન થતું, અને તેથી તે તત્કાળ તેને વિવિધ યત્ને આચારમાં ઉતારતો અને તેમાં સફળ થતો, અર્થાત્ તેવી અધિક ઉચ્ચતા તે તેનામાં પ્રકટ થયેલી જોતો. તે એક સરળ ભોળા તથા નિષ્ઠાવાળા હૃદયનો મનુષ્ય હતો. હજી તે દૃઢ શ્રદ્ધાથી તેની માતાએ જે વાત દિવ્યમૂર્તિસંબંધી કહી હતી તે વાતને સત્યરૂપે માનતો અને કોઇ કાળે તેવા જ પુરુષનાં તે દર્શન કરશે એમ જાણતો.

આમ સમય ચાલ્યો જતો હતો, એટલામાં સુવર્ણરાજપ્રતિ દૈવે વિલક્ષણ ગતિથી પોતાનું ચક્ર ફેરવ્યું. ભરતી ઉતરવા માંડી અને ઓટ થવા લાગ્યો. તેની તમામ સંપત્તિ કપૂરની પેઠે ઉડી જવા લાગી. અને તેમ થવાથી તે મૃતપ્રાય થયો. વસ્તુતઃ તે મરણશરણ થઇ અગ્નિને સ્વાધીન થઇ ગયો. તેના જીવનનું ઐશ્વર્ય, તેજ, અથવા જે કંઈ કહીએ તે સંપત્તિ જ હતું, સંપત્તિ એ જ તેનું શરીર તથા આત્મા હતો, અને તે જવાથી તો હવે નિર્જીવવત્ જણાતો. ભવ્ય મકાન એનું એ હતું. પણ તેનું વર્ચસ્ જતું રહ્યું હતું. સુવર્ણરાજ તેનો તે હતો, પણ તેનું ઓજસ્ ચાલી ગયું હતું. તેનું શરીર હાડપીંજરસરખું, પીળચટું અને વૃદ્ધાવસ્થાની કરચલીઓયુક્ત થઇ રહ્યું હતું. આ પ્રકારે તેનું સુવર્ણ ઓગળી જતાં તેનામાં દિવ્યમૂર્તિસાથે જે સામ્ય લોકોને

તેને તે જ નામે ઓળખતા હતા. તેણે તેના નામને સાર્થક કર્યું, એટલે તે પોતાના કર્તવ્યમાં અદ્વિતીય રૂપ થઈ રહ્યો હતો. આ દેશહિતૈષી પુરુષની ઉત્તરાવસ્થા થવા આવી અને તેથી તેણે હવે નિવૃત્તિનો સમય પોતાના સ્વદેશમાં ગાળવો ધાર્યો. તેના કર્તવ્યથી અજિત થયેલા યુદ્ધવાદ્યોના રણકાર અને સમરાંગણમાં થતી વીરહાકના પ્રતિઘોષ હજુ જેના કર્ણે પડયા જ કરતા હતા, અને તે જ સંભાર્યા કરતા હતા, તેવા તે દેશહિતૈષીએ પોતાનું શેષ આયુષ્ય આ ઉપાધિમાંથી મુક્ત થઈ શાંતિસહિત પોતાની જન્મભૂમિમાં ગાળવું ધાર્યું. કેમકે ત્યાં તેને એમ લાગ્યું હતું કે તે શાંતિને મૂકી આવ્યો હતો. તેના ઓળખીતા સ્નેહીમંડલે તે દિવ્ય પુરુષને આવવાનું જાણી તેને અત્યંત માનપૂર્વક તથા ભવ્યતાથી તેણે જે કાર્ય કર્યું હતું તેને અનુરૂપ આવકાર આપવો એવો નિશ્ચય કર્યો. તે સઘળાના મનમાં તેને વિષે અપૂર્વ ભાવ હતો, અને તેવો વિશ્વમાં કોઈ પણ નર નથી, એમ

બીજા અનેક ઉપયોગી પદાર્થોથી તથા શોભાના પદાર્થોથી તે સ્થાનને રમણીય કર્યું હતું. દેશહિતૈષીની કીર્તિને જાણે ગગનમાં ઉડાવી રહી હોય અને તેવડે સ્વર્ગાદિ ઉચ્ચસ્થાનીય લોકોને પણ આ અદ્વિતીય પુરુષની કીર્તિને કહી રહી હોય એવી એક મોટી ધ્વજા તે મંડપઉપર બાંધવામાં આવી હતી. બીજી અનેક ધ્વજા પતાકાથી તે સ્થાન અપૂર્વ માહાત્મ્યવાળું દેખાય તેમ કરવામાં આવ્યું હતું.

દેશહિતૈષીનો આ સભામાં આવવાનો દિવસ આવી પહોંચ્યો. સમયપૂર્વે પુષ્કળ લોકો ત્યાં એકઠા થવા લાગ્યા. કેમકે ત્યાં જ તેનાં દર્શન થવાનાં હતાં, મંડપના વ્યવસ્થાપકો અત્યંત કુશલતાથી કાર્ય કર્યે જતા હતા. અને જ્યારે તે સ્થાન મનુષ્યોથી ભરાઈ ગયું ત્યારે તે ઘણું જ ભવ્ય જણાવા લાગ્યું.

દીનબંધુ કે જે ગામમાં થતી આ વાર્તાને શ્રવણ કરતો હતો તે તેથી પુનઃ આનંદાવેશથી યુક્ત થયો. દેશહિતૈષીની ખ્યાતિ શ્રવણ કરી તેને એમ લાગ્યું કે આવું વીરત્વ અન્યમાં ન હોય. દિવ્યમૂર્તિસરખું વીરત્વ તેણે જગતમાં બતાવ્યું છે, એટલે હવે કલ્પના કરવાની કાંઇ છે જ નહિ. જ્યાં ચળકતી અને શત્રુના રુધિરનું પાન કરવામાં જલોકરતાં પણ અત્યંત તીવ્ર એવી તાતી તલવારો ઘુમી રહી હોય, વિવિધ શસ્ત્રોને વિવિધ પ્રકારથી ફેરવવાથી જાણે ત્યાંનું આખું

જ દિવ્યમૂર્તિ છે. માત્ર તે વખતે તેની વય, અવસ્થા આદિને લીધે તે યથાર્થ દિવ્યમૂર્તિરૂપ જણાતો ન હતો.

આથી તેવા પુરુષને પુનઃ જોવાની જાગૃતિ સર્વમાં અત્યંત વેગપૂર્વક વધી. અને અનેક મનુષ્યો કે જેમણે દિવ્યમૂર્તિસદશ પુરુષને દીર્ઘ કાળપર્યંત પણ નહિ જોવાની ધારણા ધારેલી તે પણ આ વાર્તાથી પુનઃ તેના દર્શનમાટે તત્પર થયા, અને હવે તેની જ કલ્પના કરવા લાગ્યા. દેશહિતૈષી કેવો હશે, એ જાણવા માટે સર્વનો એક સરખો વેગ વધ્યો. કેમકે સર્વને હવે દઢ થઇ ગયું કે તે જ પુરુષ એ જીવંત દિવ્યમૂર્તિ છે. આથી સર્વ કોઇ ઉત્સાહમાં આવી તેને સત્કાર આપવાની—તેણે કરેલા અથાગ શ્રમના યોગ્ય બદલારૂપે પોતાની ઇચ્છા દર્શાવવાની તૈયારી કરવા માંડી.

પોતાના નગરના એક પુરુષે આવું અસાધારણ કાર્ય કર્યું તેની કદર કરવાને આખા નગરતરફથી એક સભા ભરીને તેનો સત્કાર કરવો એમ નિર્ણય કરવામાં આવ્યો. એક વિશાલ મંડપ રચવામાં આવ્યો, અને તેને અપૂર્વ શોભાથી અલંકૃત કરવામાં આવ્યો. મંડપમાં માત્ર ઉપર જ આચ્છાદન કરવામાં આવ્યું હતું. ચારે બાજુથી જણાતી નૈસર્ગિક શોભાને નિહાળવાને માટે બધી બાજુઓને ખુલ્લી રાખવામાં આવી હતી. એક બાજુ એક ઉચ્ચાસન રચી તેઉપર સિંહાસનસરખું એક ભવ્ય આસન મૂકવામાં આવ્યું હતું.

ફરશે, અને મારા તોય અભિલાષાનો આજ પૂર્ણતાપૂર્વક અવધિ આવશે. નેત્રો ! દિવ્યમૂર્તિને પુરુષરૂપે જોવાને તત્પર થાઓ. કર્ણો ! પુરુષમય દિવ્યમૂર્તિના અલૌકિક ધ્વનિ શ્રવણ કરવાનો લ્હાવો લેવા ઉદ્યત બનો. ઉત્સાહ ! આનંદ ! આકાંક્ષા ! સર્વ શક્તિઓ ! જાગ્રત થાઓ. તમારી કેટલા કાળની ભુખ આજે ભાગશે. તમને આ માગ્યા ભોજન મળશે. તમને જીવન મળશે, અમૃત મળશે, પ્રેમ મળશે, જ્ઞાન મળશે, ઐશ્વર્ય મળશે, બધું જ આજે એકમાંથી મળશે. ચાલો, ત્યારે તે પાર્થિવાને તૈયારી કરીએ.

એમ મનથી અને દમાં વિચાર કરતો તે સભાસ્થાનમાં જવા માટે તૈયાર થઈ નીકળ્યો, અને ત્યાં આવીને એણે જોયું કે સઘળા મનુષ્યોથી તે સ્થાન પૂર્ણ ભરાઈ ગયું હતું. તે જોઈને પ્રસન્ન થતો વિચારવા લાગ્યો કે અહો ! લોકોનો દિવ્યમૂર્તિ પ્રતિ કેવો અપૂર્વ ભાવ છે ! મનુષ્યો કંઈ દર્શનીયને જોવા આવ્યા નથી, પણ દિવ્યમૂર્તિને જોવા આવ્યા છે. તે પુરુષ દિવ્યમૂર્તિને અનુરૂપ નથી એમ જો તેમણે જોયું હોત તો અહિં એક ચકલું પણ ફરકત નહિ. ખરેખર, દિવ્યમૂર્તિ પ્રતિ સર્વ મનુષ્યોનો એક સરખો પ્રેમ છે. જો તેમને સાચી દિવ્યમૂર્તિ સદૃશ પુરુષ મળે તો તેમને કેટલો અનવધિ આનંદ થાય ?

અને આ જ ક્ષણે તેણે પૂર્વ નિશ્ચય કરેલા પ્રાર્થનાને

ત્રીજાએ કહ્યું, ' જેવું જ ! અરે જેવું શું, એ જ મુખ છે. એમાં કશો જ ફેર નથી. આજ એના જેવો બીજો પ્રતાપી પુરુષ કોણ છે ? એનું મુખ તો જુઓ ! જાણે સિંહનું મુખ ઘડતી વખતે પણ કુદરતે આ મુખ જોઇને ઘડ્યું હોય ને એવું છે.

આ પ્રકારે બોલતા તે ત્રણે પુરુષોએ આનંદની એવી તો ગર્જના કરી કે જેની સાથે તમામ લોકો પણ ભળ્યા અને તે ગર્જનાએ પર્વતના સમગ્ર પ્રદેશને એક સરખો ગજાવી મૂક્યો.

દીનબંધુથી હજી તે પુરુષ જોઇ શકાતો ન હતો. તે જોવાને યત્ન કરતો હતો, પણ જ્યાં દેશહિતૈષી બેઠેલો હતો, તેની અને પોતાની વચ્ચે કેટલાક મનુષ્યો હતા, જેથી તેને જણાતું ન હતું. એટલામાં નગરનો એક સંભાવિત પુરુષ કે જે પેલા વીર પુરુષનો પરમ મિત્ર હતો, તે ઉભો થયો, અને તે વીર પુરુષની યોગ્ય પ્રકારે સ્તુતિ કરી.

એટલામાં લોકોએ ' સાંભળો ! સાંભળો ! ' એમ પુકાર કરી મૂક્યો. દીનબંધુની પાસે બેઠેલાઓ બોલવા લાગ્યા કે દેશહિતૈષી વ્યાખ્યાન આપવા ઉભા થાય છે. એટલામાં તે ઉભો થયો. અને આ સમયે દીનબંધુ તેને યથાર્થ રીતે જોઇ શક્યો. તેનું પ્રતાપભર્યું મુખ, મજબૂત બાંધાનું પ્રચંડ શરીર, તીવ્ર નેત્રો, સર્વ અપ્રતીમ હતું. મુખમુદ્રા એવી

કરવાના વિચારને અમલમાં મૂકવો ધાર્યો. આમ તેમ જોતાં તેની દૃષ્ટિ એ જ પેલા શિખરઉપર પહોંચી, અને તેની વૃત્તિ તેના પ્રતિ પ્રાર્થના કરવા લાગી ગઇ. હૃદયથી અત્યંત આતુરતાથી પ્રાર્થના કરી તેના પ્રતિ સ્થિર દૃષ્ટિથી ભક્તિપૂર્વક જોઈ રહ્યો. તેના દીર્ઘ કાળના પરિચયના પાત્રરૂપ એક સુહૃદ્ સરખી તે જ્યાં ઉભી હતી ત્યાંથી તાડવૃક્ષોના મધ્યમાં થઇને તેણે તેની મનોહારિ દૃષ્ટિ દીનબંધુઉપર પ્રસારી. દીનબંધુને તે એક આશ્વાસનજનક થઇ. તે સ્વસ્થ થયો, શાંત થયો.

સર્વ કોઇ પોતપોતાને સ્થાને બેસી ગયું હતું. દેશહિતૈષી પુરુષ પણ સર્વના અત્યંત ભાવવાળા આદરને સ્વીકારતો પોતાને દર્શાવવામાં આવેલા સ્થાને વિરાજિત થયો હતો. ઉપર કહ્યા પ્રમાણે દીનબંધુ પેલી મૂર્તિને જોઇને બીજી તરફ હજી દૃષ્ટિ વાળી ન હતી એવામાં તો આસપાસના મનુષ્યો કે જે તે પુરુષને અને તેની બરાબર સંમુખ આવેલી ગિરિરાજઉપરની દિવ્યમૂર્તિને-એમ ઉભયને જોઇ શકતા હતા તે બંનેને સરખાવતા બોલવા લાગ્યા.

એક મનુષ્યે આનંદથી બીજાને કહ્યું, અરે, જુઓ ! જુઓ ! આ પુરુષનું મુખ પેલી દિવ્યમૂર્તિની સાથે કેવું રજે રજ મળતું આવે છે ?

' ખરેખર, આશ્ચર્ય છે, મળતા જેવું જ છે. એમાં ભૂલ નથી. ' બીજાએ ઉત્તર આપ્યો.

હતો કે એકદમ કોઇ તેના સંમુખ જોવાની હિંમત પણ ભાડી શકે નહિ. આવું ભવ્ય શરીર નિહાળીને તેણે તે જ ક્ષણે પેલી પહાડની પ્રતિમા ઉપર દૃષ્ટિ ઢાળી! અને લોકો કહેતા હતા તેવું એ ઉભયમાં શું સામ્ય હતું ? અફસોસ! દીનબંધુ તેવું કંઇ જોઇ શકયો નહિ. દેશહિતષીનું આર્દ્રતાથી ભરેલું, વજ્ર જેવી કઠિનતાને સૂચવતું, અને ક્ષણમાં ઉધું ચતું કરી નાખવાનો સામર્થ્યને જણાવી આપતું તેનું મુખ હતું, પણ સામ્ય તેને તેમ જ ઉંડો, વિશાળ તથા મૃદુ પ્રેમભાવના તેના મુખઉપર ન હતાં. જો કે દિવ્યમૂર્તિની મુખઉપરે પ્રતાપ, શૌર્ય આદિ સઘળું પૂર્ણપણે હતું, છતાં પ્રેમ, વાત્સલ્યભાવ, વગેરે ગુણોએ તેને ઉપર અધિકતા મેળવી હતી.

દીનબંધુએ મનમાં કહ્યું, ભવિષ્યકથનમાં કહેવાતો પુરુષ આ નથી. દિવ્યમૂર્તિનું જીવંત શરીર આ નથી. તો શું જગતે હજી તેની વાટ જોવી પડશે ?

પર્વતશૃંગઉપર પંચરંગી આકાશની મધ્યની દિવ્યમૂર્તિ આ ક્ષણે અલૌકિક દેખાવ આપી રહી હતી. સૂર્યનાં કિરણો સાથે તે રંગોમાં પ્રકાશ પ્રસરી રહ્યા હતા, અને તેથી જાણે દેવીએ વર્ણ્યાળાં સુવર્ણનાં તંતુની કોરી કરી હોય એવાં વસ્ત્રો, તે મૂર્તિને કાઇએ ધારણ કરાવ્યું હોય એમ જણાતું હતું! અને તેથી તે અધિક દેદીપ્યમાન જણાતી

મારામાં જ જે કંઈ સૂક્ષ્મ છે તેમાં મારે સર્વોત્તમને પ્રક-ટાવવું જોઇએ.

આ પ્રમાણે મારામાં સૂક્ષ્મરૂપે ગણવા યોગ્ય મારી કલ્પનાશક્તિ છે. તેમાં હું હજી સર્વોત્તમને પ્રકટાવી શકતો હોઉં એમ જણાતું નથી. એમાં સર્વોત્તમ પ્રકટાવવું એટલે શું કરવું ? કલ્પનાવડે જે જે ચિત્રો હું રચું તે સર્વોત્તમ હોવાં જોઇએ. પરંતુ એટલેથી કંઇ મારે મારામાં સર્વોત્તમ-પણું પ્રકટાવવાનું અટકી જતું નથી. કલ્પનામાં હું ગમે તે-ટલું સર્વોત્તમ રચું પણ તેથી મને શા લાભ ? એ કલ્પના મારી પાસેથી જતી રહેતાં પાછો હું તો હતો તેવો ને તેવો જ થવાનો ત્યારે મારે વિશેષ શું કરવું ? એ જ કે તેવી સર્વો-ત્તમ કલ્પના કરી તેનો અનુભવ લેતા જવું. એકલી કલ્પના કરી બેસી રહેવું નહિ, પણ તે કલ્પનામાં મારે પોતે સ્થિર થવું અને તેમાં જે કંઇ સર્વોત્તમતા મેં કલ્પી હોય તે સર્વોત્તમતાનો અનુભવ લેવો. હાલ તો કદાપિ હું ઉત્તમ કલ્પના કરૂં છું, પણ તેવી ઉત્તમ કલ્પનાને અને મારે કોઇ જાતનો સંબંધ ન હોય એમ જણાય છે. તેથી હવે એ એક ખાસ લક્ષ રાખીને મારે કરવું જોઇએ કે જે કંઇ ઉચ્ચ કલ્પના હું કરૂં તદ્રૂપ મારે થતા જવું, અને એ પ્રકારે સર્વોત્તમ કલ્પના કરીને એ સર્વોત્તમરૂપ મારે મને અનુભવવો. આમ થતાં હું મારી કલ્પનાના પ્રદેશમાં સર્વો-

છે, અને તેથી હવે મારો તેને તે માટે ઉતાવળ કરવાનું કહેવાનો સંદેશો પહોંચાડવાનો શ્રમ લેવાની મારે કશી જ જરૂર નથી! મને લાગે છે કે હવે તે તેની જ તૈયારીમાં હશે. પણ મારે મારી સારી તૈયારી પૂર જોશથી હવે કરવી જોઇએ. કેમકે દિવ્યમૂર્તિ પોતાની તૈયારી કરી લેશે પણ મારી તૈયારી નહિ હોય તો હું તે કેવી રીતે જોઇ જાણી શકીશ? મને નેત્ર નહિ હોય તો હું શું જોઇ શકીશ? માટે ખરી તૈયારી તો મારે કરવાની છે. એ તૈયારીઓ હું કેટલાક કાળથી કરતો આવું છું. પણ હજી પૂર્ણ થઇ રહી નથી. એક તરફથી મારી પુરુષરૂપ દિવ્યમૂર્તિને જોવાની તીવ્ર જિજ્ઞાસા અધિક અને અધિક વધતી જાય છે, માટે હવે મારે યોગ્યતા પણ તીવ્ર પ્રકારની મેળવવી જોઇએ. મારા કરેલા સદ્વિચારો મને અધિક અને અધિક યોગ્યતા આપતા જાય છે, પરંતુ મારે એથી પણ હજી વધારે યોગ્યતા મેળવવાની છે. તો તેને માટે શું કરવું? મારે મારી પ્રવૃત્તિમાં કેટલીક વિશેષ ઉત્તમતા પ્રકટાવવી જોઇએ. અને તે ઉત્તમતા એ છે કે મારે એ કરવું છે કે મારાં અત્યંત સૂક્ષ્મ તત્ત્વોમાં પણ વધારે યોગ્યતા ઉપજાવવી. હું વિચારમાં ઠીક યોગ્યતા પ્રાપ્ત કરતો જાઉં છું. જે કંઇ સ્થૂલ છે, પ્રત્યક્ષ છે, તેમાં તો હું ઉચ્ચતાને અનુભવું છું, તેમાં સારા વિચારને, સારી કૃતિને તથા વિવિધ પ્રકારના સારાપણાને હું પ્રકટાવી શકું છું. પણ હવે

કારનિવેદન કરવું જોઇએ. પરમેશ્વરની આથી ઉપર અસામાન્ય કૃપા નથી. તે કૃપાનિમિત્ત આપણે આપણું ઉપકારનિવેદન કરવાની આવશ્યકતા છે. તેમ કરવાથી જે કંઇ મને સર્વોત્તમ પ્રાપ્ત છે તેનું હું પુનઃ પુનઃ સ્મરણ કરું છું. અપ્રાપ્ત વસ્તુમાટે કદી ઉપકારનિવેદન થઇ શકતું નથી. તેથી ઉપકારનિવેદન કરવાને માટે પ્રથમ મારે, મને જે કંઇ ઉત્તમ પ્રાપ્ત થયું છે, તેનું સ્મરણ કરવું પડશે અને તેમ થતાં જેટલું જેટલું મને સર્વોત્તમ પ્રાપ્ત છે તે મારા સ્મરણમાં આવશે. જેથી તે સર્વમાંથી મારે સર્વોત્તમ ફલને કેમ પ્રાપ્ત કરવું તે પણ હું જાણી શકીશ.

વળી સર્વોત્તમપ્રતિ જ મારી દષ્ટિ વળેલી ને વળેલી રહેશે, જેથી જે કંઇ મારામાં નિકૃષ્ટ હશે તેને મારા તરફથી પોષણ ન મળવાને લીધે શુષ્ક થઇ જશે, તેમ જ ઉપકારનિવેદન કરવાને લીધે ઇશ્વિરપ્રતિ જ મારી અભિમુખતા રહેવાની અને તે અભિમુખતા મને સર્વોત્તમ ફળ આપશે જ.

આ ઉપકારનિવેદન મારી યોગ્યતામાં વૃદ્ધિ કરી મને સર્વોત્તમ પ્રાપ્ત કરવામાટે પૂર્ણ યોગ્ય કરશે. અને તેમ થતાં એવી એક પણ વસ્તુ નથી કે જે મને અપ્રાપ્ત રહેશે.

મારી કલ્પનાવડે મારે જે કંઇ જોઇએ છે તે વર્તમાન સમયમાં જ મને પ્રાપ્ત છે એવું ચિત્ર રચીશ. કોઇ ભવિષ્યના સમયે અમુક મને મળશે એ કલ્પના રાખવાથી હું મને

પુનઃ કેટલોક સમય વહી ગયો. દીનબંધુ એ જ સ્થાનમાં રહેતો હતો, કે જ્યાંથી તેને દિવ્યમૂર્તિ બહુ સુગમપણે જણાતી હતી. હવે તે પૂર્ણ યુવાવસ્થામય થઇ રહ્યો હતો. કોઇ ન સમજી શકાય એવા સૂક્ષ્મ ક્રમવડે તે ત્યાંના લોકોમાં પ્રસિદ્ધિ પામતો જતો હતો. અદ્યાપિ તે પોતાનું કાર્ય કર્યા જતો હતો, અને તેમાં વિજયને પ્રાપ્ત થતો હતો, પરંતુ તે પૂર્વવત્ સાદો, સરળ, નિરભિમાન તથા અત્યંત મળતાવડો હતો. પરંતુ તેણે એટલું બધું વિચાર્યું હતું અને એવા એવા સૂક્ષ્મ અનુભવો લીધા હતા, તથા પોતાના જીવનનો સર્વોત્કૃષ્ટ સમયનો એટલો બધો મૂલ્યવંત ભાગ તેણે કંઈ મહત્વનું પ્રાપ્ત કરવામાં આપ્યો હતો કે જાણે હવે તે કોઇ અદૃષ્ટ સત્તાઓસાથે વાતો કરી શકતો હોય એમ લાગતું અને તેમાંથી કાંઇ દિવ્ય તત્ત્વને આકર્ષી લેતો અને પોતાનામાં તેને પુનઃ-પ્રકટાવતો હોય એમ જણાતું. તેના નિત્યના જીવનમાં ઓતપ્રોત થઇ રહેલી પ્રશાંતિ, દિવ્યતા આદિ ગુણો સર્વને પ્રત્યક્ષ થયા હતા, કે જેના નિર્મળ ઝરણે દીનબંધુના જીવનપ્રદેશના વિભાગને હરીયાળો કરી દીધો હતો. એક પણ દિવસ એવો જતો ન

સત્વર પ્રાપ્ત થનાર વસ્તુને વધારે દૂર અને દૂરના કાળમાં નાંખું છું. હવેથી તેમ નહિ કરૂં.

દીનબંધુ આ પ્રકારના અધિક નિશ્ચયને કરતો પોતાના ગૃહપ્રતિ આવી પહોંચ્યો અને પ્રાપ્ત કર્તવ્યમાં યોજાયો.

અનેકને આકર્ષનાર થશે એવું સ્વપ્ને પણ ધારતા ન હતા: અને અદ્યાપિ ઇતર મનુષ્યો તેનાવિષે જે ભાવ રાખતા હતા તેવો ભાવ તો તેમનામાં દીનબંધુવિષે હજી પ્રકટ્યો નહતો, પરંતુ તેની વાણીમાં ક્રમે ક્રમે જે ભાવ આવતો ગયો તેનાથી મનુષ્યોઉપર એવી અસર થવા લાગી કે જેથી પ્રત્યેકથી તેની સ્તુતિ કર્યા વિના ચાલતું જ નહિ. તેની વાણી જે બોલતી તેવું અદ્યાપિ કોઇના મુખમાંથી નીકળ્યું હોય એવું કોઇને પણ લાગતું નહિ.

આ પ્રકારે જ્યારે તેના પ્રતિ અનેક મનુષ્યોનું આકર્ષણ થવા લાગ્યું ત્યારે બીજી તરફ એક બીજો પ્રસંગ બન્યો. દેશહિતૈષી પુરુષનો એક નાનો પુત્ર અકાલ મૃત્યુને પામ્યો, અને આ પ્રસંગ થતાં જ તેનું તમામ બળ, તમામ તેજ, તમામ શૌર્ય, તમામ જુસ્સો, તમામ પ્રતાપ અને તમામ દબદબો જતાં રહ્યાં. તે એક સાધારણ મનુષ્યકરતાં પણ ઘણો દુર્બળ અને દીનસરખો બની ગયો. તેના હૃદયમાં જરા પણ ધૈર્યબલનું કોઇને પણ ભાન થયું નહિ. અને તેમ થતાં મનુષ્યો પુનઃ માનવા લાગ્યા કે તેઓએ તેને દિવ્યમૂર્તિરૂપે માનવામાં ભૂલ કરી છે. અને એ વિચાર દૃઢ થતાં પાછા દિવ્યમૂર્તિતુલ્ય પુરુષની પ્રતીક્ષા કરવા લાગ્યા.

પુનઃ એક સમાચાર આવ્યા કે તે જ નગરનો એક પુરુષ કે જેને કોઈ ઇતર દેશમાં મંત્રીપદ પ્રાપ્ત થયું હતું તે આ દેશમાં પ્રવાસ કરતાં કરતાં આવી ચઢવાનો છે. પાછી

હતો કે તેના સંબંધમાં આવનારને તેનાથી હિત થયેલું પ્રતીત ન થાય. તે પોતાના માર્ગથી કદાપિ ભ્રષ્ટ થતો નહિ, અને તદુપરાંત તેના સંબંધમાં આવનાર સર્વનું તે હિત કરતો. હિતના માર્ગમાં પોતે એકલા જ વિચરવું તેને ઠીક લાગતું નહિ અને તેથી જે કોઇ તેની પાસે પ્રીતિથી આવતા તેમને સાથે રાખીને તે હિતને માર્ગે વિચરતો. તે અનાયાસપણે સર્વના ગુરુસરખો થતો જતો હતો. તેનો એક પણ ભાવ એવો ન હતો કે જે કોઇ જોનારને એમ લાગે કે ઇતર મનુષ્યોસાથે તે ગુરુભાવથી વર્તે છે, અને તેમ છતાં સર્વનું હૃદય તેને અંતરથી ગુરુ કરી લેતું હતું. તેની વાણી એ અમૃતધારા મનાવા લાગી, ગંગાકરતાં પણ અધિક પુણ્ય- વતી ગણાવા લાગી, અને તેમાં અવગાહન કરવામાટે અનેક મનુષ્યો તલપી રહેવા લાગ્યા. તેના સરળ અને સર્વને ઉપ- યોગી થઈ પડે તેવા વિચારો, તેને કથન કરવાની તેની અદ્‌ભુત શૈલી, તેની વાણીની રસિકતા તથા તેની સાથે શબ્દોમાં અદ્‌ભુત ગૌરવ એ સર્વ લોકોને એટલું તો મોહક તથા બોધક અને રુચિકર લાગતું કે જેથી તેઓ સર્વ અત્યંત પ્રસન્ન થઇ જતા. તે અદ્‌ભુત સત્યોનું પ્રકાશન કરતો અને તેની વાણીના એ પ્રકારના શબ્દોઉપર અનેક મનુષ્યોનાં જીવનગૃહો રચાતાં. તેને બાળપણથી જોનારા અને તેના પાડો- શીઓસરખા અત્યંત પરિચિત મનુષ્યો દીનબંધુ આવો

વીણા પણ હતી. તેની વાણી હૃદયથી જાણે બોલતી હોય તેમ જણાતું; પણ તે ક્યાંથી પોતાની વાણીમાં ધ્વનિ પ્રકટાવતો તે તો કેવળ એ જ જાણતો. સામાન્ય રીતે તે એક આશ્ચર્યજનક મનુષ્ય હતો. અનેકના રાજ્યને ડોલાવનારી, અનેકનાં જીવનને અસ્તોવ્યસ્ત કરનારી, અનેકનાં બળને પણ ભૂલાવી, તેને ધુજાવી મૂકનારી એવી વાણીયુક્ત તે પુરુષ ત્યાં આવવાનો થયો.

સર્વ તૈયારીઓના પરિણામે તેના પ્રેક્ષકમાં દીનબંધુ પણ હતો જ. અનેક વખત નિષ્ફળ થવા છતાં તેનું હૃદય એવું તો આશાભર્યું હતું કે ક્યાંહિ પણ કોઇનું સારૂં જોતાં કે સાંભળતાં તે તરત દિવ્યમૂર્તિની કલ્પના કરી લેતું. આ પ્રમાણે તે ઉત્તમપ્રતિ સર્વદા અભિમુખ રહેતું અને તેથી જ્યારે ત્યારે અદૃશ્યમાંથી પણ કંઇ ઉત્તમ આવવાનું હોય તો તેને ઝીલવાને માટે પણ તે યોગ્યતાવાળું થઇ રહ્યું હતું. અને તેથી આજે પણ તે દિવ્યમૂર્તિની પુરુષમયી પ્રતિમાને જોવા ગયો હતો.

તેના આગમનને સૂચવનાર વાદ્યંત્રોએ આખા પર્વતના પ્રદેશો ગજાવી મૂક્યા. અને તેથી પ્રત્યેક શિખરમાંથી અને અનેક પોલાણો–બખોલોમાંથી તે જ ધ્વનિ પાછો નીકળવા લાગ્યો. વાયુ પણ વાદ્યંત્રના ધ્વનિને જયાં ત્યાં લઇ જવામાં અત્યંત તીવ્ર વેગવાળો થયો, અને તેથી જાણે તે સ્થળનું અણુ અણુ આ નવાગત અધિકારિને–પોતાના મા-

આ વાર્તાએ પૂર્વની વાર્તાસરખું રૂપ પકડ્યું. અને તેના આગમનને દિવ્યમૂર્તિરૂપ પુરુષના આગમનસરખું માન્યું. ફરીથી સર્વમાં આવેશ જાગ્રત થયો, તૈયારીઓ થવા માંડી અને સર્વ તેનામાં દિવ્યમૂર્તિને જોવા માટે તત્પર થઇ રહ્યા. તે રાજકીય નિપુણતામાં અને રાજ્યબંધારણ વગેરેના નિયમોમાં નિષ્ણાત તથા અદ્વિતીય મનાતો અને અત્યંત સત્તાવાન્ ગણાતો. સાધુ પુરુષનો વેશ, સુવર્ણરાજનું ધન અને દેશહિતૈષીનું ખડ્ગ તેની પાસે નહતાં, પણ એક જીહ્વા-વાણી-હતી. પરંતુ તે એ બધાને ટપી જાય તેવી હતી. તે એ સર્વ કરતાં બળવાન, તીવ્ર, મોહક અને સર્વને આંજી નાખે એવી હતી. તે એવો તો વાક્ચતુર હતો કે તેના શ્રવણ કરનારને તે ગમે તે કહે, પણ તેમણે તે માનવું જ જોઇએ, તેનાથી વિરુદ્ધ કોઈથી બોલી શકાતું જ નહિ. ખરાને ખોટું કહે કે ખોટાને ખરૂં કહે તોપણ સર્વને તે કબુલ થતું. તે જો પ્રસન્ન થતો તો અનેકને ઐશ્વર્યનિધિ બનાવતો. તેને વિશેષ ઉપમા આપતાં લોકો એમ કહેતા કે તે પાણીથી દીવા બાળવાને અને પથ્થરમાંથી તેલ નીચોવી કાઢવાને સમર્થ હતો. તેની જીભ ખરેખર એક જાદુગરની લાકડીજેવી હતી. તે ક્વચિત્ ત્રિલોકને ખળભળાવે એવી ગર્જના કરી મૂકતો તો કોઇ વખત પ્રાણીમાત્રને મોહિત કરી દે એવી કૃષ્ણની વાંસળીસરખો સુર કહાડતી. તેની વાણી યુદ્ધનું પટહ અથવા રણવાદ્ય હતું અને શાંતિજનક

લલચાત, તથાપિ તે તેના ઉપરના પડની અંદરના પડને જોનાર હતો, અને તે જ તે જોતો હતો. સર્વ કંઇ તેનામાં હતું. ચાતુર્ય, બુદ્ધિવિભવ, પટુતા અને તમામ હતું, પણ જો દીનબંધુની દૃષ્ટિ તેનામાં શત્રુમિત્રભાવરહિત સમાન દૃષ્ટિના ભાવને તથા સ્વપરરહિતપણાના ભાવને જોવા જતી હશે, તો તેની દૃષ્ટિ સફળ નહિ થાય, અને ખરે જ, તેમ જ હતું. પણ તે હવે દોષને જોનાર ન હતો, તેથી મનથી એમ બોલ્યો, બધું પ્રકટ છે, ઠેઠ સ્થૂલસ્વરૂપપર્યંત બધું પ્રકટ થયું છે, માત્ર સર્વનું કલ્યાણ ઇચ્છવાની, નિર્વૈર બુદ્ધિની અને પૂર્ણ પ્રમાણિકતાયુક્ત નિરાવરણ દૃષ્ટિની શક્તિઓ તેના હૃદયમાં રહેલા આત્મામાં જ હજી છે. તે બહાર આવી નથી, જ્યારે દિવ્યમૂર્તિમાં તેના સઉથી ઉપરના પડમાં તે શક્તિઓ ઝળકી ઉઠી છે. તેનું દૃષ્ટિબિંદુ અથવા લક્ષ્ય બહુ સ્થૂલ પ્રદેશમાં જ હોય એમ તેને જણાયું. બાલક જેમ ઢીંગલા ઢીંગલીની રમતથી રાજી થાય તેમ તે માત્ર આ જગત્‌માં જ અમુક પ્રકારની ચેષ્ટા કરીને રાજી થનાર તથા પોતાને કૃત-કૃત્ય માનનાર પુરુષ જણાયો. તેનું જીવન ક્ષુલ્લકસરખું ભાસ્યું, કેમકે ઉચ્ચાશયરૂપ સ્નિગ્ધતા તેના બાહ્ય કે આંતર પ્રદેશમાં વ્યાપી ન હતી.

આમ છતાં દીનબંધુની જોડેનો પુરુષ કે જે તેનો સાખ પાડોશી હતો તે તેના ખભે હાથ દઈ તેને આગ્રહ-પૂર્વક પૂછવા લાગ્યો, અને બલાત્કારથી કબુલ કરાવવા લાગ્યો.

નવંતા અતિથિને—આવકાર આપનાર આઘોષ કરી રહેતું જણાયું. અને આશ્ચર્યજેવું તો એ હતું કે જ્યારે એ વાદ્યંત્રોના નાદ પર્વતના ઉન્નત શૃંગઉપર પહોંચ્યા અને પછી ત્યાંથી જ્યારે પ્રતિઘોષરૂપે પાછા ફર્યા ત્યારે જાણે તે દિવ્યમૂર્તિ પણ એમ કહી રહી હોય કે આ પુરુષ તે જ દિવ્યમૂર્તિમય છે, એમ કેટલાકને લાગ્યું.

બીજાઓના ઉત્સાહને જોઇ **દીનબંધુ**નો ઉત્સાહ પણ અપૂર્વ પ્રમાણમાં વધ્યો હતો. અને તે પણ આનંદજનક વિચારો કરવાના પૂર્ણ અભ્યાસવાળો થવાથી આજે સર્વના આશાભર્યા આનંદજનક આઘોષમાં તે પણ પોતાનો સ્વર પૂરવા લાગ્યો.

એટલામાં તેની નિકટના મનુષ્યે કહ્યું ' આ જ તે **વૃદ્ધ ચાણુક્ય**. તેની કુશલતાને લીધે તેને એ ઉપનામથી જ સર્વ કોઇ ઓળખતા. ' જુઓ ! જુઓ ! આ **વૃદ્ધ ચાણુક્ય** અને પેલી પર્વતની પ્રતિમા ! આ બે મૂર્તિઓ શું એકરૂપ નથી?

અશ્વઉપર આરૂઢ થયેલો તે **દીનબંધુ**ની સમીપ આવ્યો, ત્યાં તેની નિકટના મનુષ્યે તેને કહ્યું, કહો, હવે આપણે આને દિવ્યમૂર્તિ કહ્યા વિના છૂટકો છે ? કાન પકડીને કબુલ કરવું પડે એવું છે ને ! આખરે દિવ્યમૂર્તિ પુરુષ—અરે જીવંત પુરુષરૂપે થઇ, અહો ! શી કિરતારની લીલા છે !

ક્ષણિક દૃષ્ટિમાં તો તેના ઉપરના સર્વોત્તમ પ્રકારના ઉચ્ચ ભાવોથી તેને દિવ્યમૂર્તિરૂપે ગણી લેવાને **દીનબંધુ** પણ

હવેના વર્ષોએ દીનબંધુના વચને જગતે મધ્યમાયુ ગણાવ્યું. ચાળીસેક વર્ષની તે એક મનોરમ મૂર્તિ બની: તેના મુખની મોહકતા, ખીલતા ગુલાબની પેઠે નિત્ય વધતી જતી હતી. તેનાં નેત્રની અખંડ વધતી કોમલતામાંથી ફીકાં પડી જતાં કમલ તેમને જોઇએ તેટલા પ્રમાણમાં કોમલતા તથા રંગને લઇ લેતાં. તેનું ભાલ દિવ્ય વર્ચસ્થી પ્રકાશિત થયું હતું. તેમાં મધ્યે દૈવી અને અમાનુષી અનુભવોને સૂચવતી સૂક્ષ્મ રેખાઓ આકાશમાં વિદ્યુત્‌ની રેખાઓ અભ્રમાંથી ચમકી ઉઠે તેમ ચમકી રહીહતી. તેની દૃષ્ટિના એક ખૂણામાં જ્યારે અમાપ પ્રતાપ હતો ત્યારે અન્ય ખૂણામાં અખૂટ પ્રેમ હતો. ઉપરના ઓષ્ઠમાં હૃદયની ઉદાત્ત ભાવના શબ્દ કાઢવાને તલપી રહી હતી ત્યારે નીચેનો ઓષ્ઠ નિત્ય સર્વહિતકર શબ્દ ઉચ્ચારવાને તત્પર હતો. તેનું મુખ સ્વરૂપમાં એક સમર્થ મહર્ષિત્વનું ભાન કરાવતું હતું. તે સામાન્ય પુરુષ ન હતો, પણ એક મહાન્ ઋષિ અને તેથી પણ અધિક થયો હતો. તેના કપાલની ભ્રૂની અને મુખની ઇતર સૂક્ષ્માત્સૂક્ષ્મ અન્ય રેખાઓ જાણે તેના વિવિધ ચમત્કારિક અનુભવોની સંકેતભાષામાં લખેલી પોથી

અને કહ્યું કે, કબૂલ છે ને! હવે તો કબૂલ છે ને! આ તે પહાડની પ્રતિમા ખરીને!

આ પુરુષના બલાત્કારવાળા પ્રશ્નનો ઉત્તર આપતો તે બોલ્યો, દિવ્યમૂર્તિ થવાને હવે તેને ફક્ત થોડા જ જન્મો લેવા પડે તેમ છે. પછી તે જ દિવ્યમૂર્તિ થનાર છે.

પેલા પુરુષને આ કંઇ માન્યામાં આવ્યું નહિ. અને આનંદપૂર્વક વૃદ્ધ ચાણક્યને જોતો બીજાઓની સાથે તે હર્ષનાદ કરવા લાગ્યો.

દીનબંધુની પુનઃ ધારણા સફળ ન થઇ. પણ એ પ્રકારનો વિચાર તે તેના મનમાં ઉપજાવે તે પૂર્વે તો તેની દૃષ્ટિએ ક્યારનો દિવ્યમૂર્તિસાથે સંબંધ બાંધી દીધો હતો. અને તે મૂર્તિના બંધ ઓષ્ઠ પણ મૂકભાવથી અને તેમ છતાં સ્પષ્ટપણે દીનબંધુને કહી રહ્યા હતા કે, દીનબંધુ! જો! હું અહિંછું. હું તારા કરતાં પણ ઘણા કાળથી તેની જ વાટ જોયા કરતી ઉભી રહીછું. અને તેમ છતાં હજી હું શ્રમિત કે નિરાશ થઇ નથી. નિર્ભય રહે. તારો ધારેલો મનોરથ સિદ્ધ થશે. તને માગ્યું મળશે.

દીનબંધુને આનાકરતાં બીજું કયું અભયવચન અથવા વિશ્વાસકારી વચન જણાય! તે તો પરમ પ્રસન્ન હતો. આનંદપૂર્વક તે પાછો વળ્યો, અને તેના વિચારમાત્રને પણ ભૂલી ગયો. કેમકે તેને આનંદના વિચારો કરવા માટે તેનું મન ક્યારનું તલપી રહ્યું હતું.

દેશના સમર્થ વિદ્વાનો અત્યંત શ્રમ વેઠીને પણ આવતા. કોઇ તો આ દીનબંધુ કેવો પુરુષ છે એ જ જોવા ખાતર ઘણે છેટેથી પણ આવતા, અને કોઇ તો તેને કેવલ સત્પુરુષ રૂપ માની ગુરુભાવપૂર્વક ભક્તિમય હૃદયથી તેની પાસે શરણ ગ્રહણ કરવાને આવતા.

કોઇ તેને શ્વેત વસ્ત્રમાં છુપાયેલા પરમહંસ કહેવા લાગ્યા, તો કોઇ તેને મનુષ્યશરીરમાં છપેલા ઈશ્વર કહેવા લાગ્યા. કોઇ તેને વર્તમાન સમયના વસિષ્ઠ કહેવા લાગ્યા તો કોઇ તેને યાજ્ઞવલ્ક્યનું ગુપ્તરૂપ માનવા લાગ્યા. કોઇ તેને અ-દૃષ્ટવિશેષજન્ય કહેવા લાગ્યા તો કોઇ લીલાવિગ્રહરૂપે માનવા લાગ્યા.

દેશે દેશ વાર્તા પ્રસરી કે દીનબંધુમાં એવું જ્ઞાન છે કે જેવું કોઇ મનુષ્યશરીરધારિમાં અદ્યાપિ પ્રકટ થયું નથી. તે જ્ઞાન તેણે ગ્રંથોદ્વારા કે કોઇના શિક્ષણવડે મેળવ્યું નથી પણ નૈસર્ગિક ઝરણની પેઠે તે તેનામાં અનાયાસ સ્ફુરી આવેલું છે.

તેનામાં ભવ્યતા એવી તો પ્રકાશી નીકળી છે કે સ્વર્ગાદિ દિવ્ય લોકની વિભૂતિઓ તથા અદૃષ્ટ સત્તાઓ પણ એક વખત તેની પાસે પોતાનું મુખ ખોલતાં પાછી પડે. એમ કોઇ કહેતું તો કોઇ કહે કે તે નિત્ય અગમ્ય સત્તાઓ-સાથે જ વાતો કરે છે. અનેક સામર્થ્યમય સત્તાઓ તેના મિત્રનું કાર્ય કરે છે.

હોય તેમ જણાતી હતી. અને જીવનનો અભ્યાસ કરનાર જ તેને ઉકલી કે સમજી શકે એમ હતો.

દીનબંધુના માહાત્મ્યનું હવે અપ્રસિદ્ધપણું રાખ્યું રહી શકે એમ ન હતું. અલૌકિક ઐશ્વર્ય તેના સર્વાંગમાં વ્યક્ત થઇ ચૂક્યું હતું, અને તેથી એક સ્થાનેથી છૂપાવતાં બીજે સ્થાનેથી તે દ્વિગુણ બળથી બહાર નીકળી આવતું હોય એમ લાગતું, અને તેથી તે હવે નગરના જનોને અવિદિત રહ્યું હતું એમ કંઇ ન હતું, પણ વિશ્વવિદિત થયું હતું, અને તેથી તે વિશ્વવંદનીયતાને પ્રાપ્ત થતો જતો હતો.

જગત્ જે ખ્યાતિને માટે મરી મટતું તે તેને અનાયાસ, ચુંબકપ્રતિ જેમ લોહ તણાઇ આવે તેમ આવી પ્રાપ્ત થતી હતી. અને તે માત્ર ત્યાંના લોકોવડે જ પ્રકટાવાતી હતી એમ ન હતું. જ્યાં તે આજપર્યંત શાંતિથી અભ્રમાં છુપાયેલા ચંદ્રની પેઠે અથવા ભસ્મથી ઢંકાયેલા તેજોમય ભાલની પેઠે શાંતિપૂર્વક જીવન ગાળી રહ્યા હતો એ પ્રદેશ જ તેની ખ્યાતિનાં આઘોષને ઝીલતો ન હતો, પણ દેશાંતરના પ્રદેશોના ગર્ભભાગને પણ જો ચીરીને જોવામાં આવે તો હનુમાનના હૃદયમાં જેમ રામ જણાઇ આવ્યા હતા તેમ તે પ્રદેશના અણુઅણુમાંથી તેની ખ્યાતિના ભણકારા સંભળાઇ આવે તેમ હતું.

તેની સાથે વાર્તા કરવા, તેનું જ્ઞાન શ્રવણ કરવા દૂર

વાણીને વેગ આપતો ત્યારે તો બાલાર્ક અર્થાત્ પ્રભાતના સોનેરી સૂર્યના જેવાં રશ્મિથી તે આસપાસના સ્થાનને ઉજાળતો.

અનેક પ્રકારની ચર્ચાના અંતે પ્રસન્ન થઇને તેની પાસે આવેલા પુરુષો ઉઠતા, અને ઘેર જતાં, માર્ગમાંથી જણાતી સિદ્ધાચલની દિવ્યમૂર્તિપ્રતિ જોતા અને અનાયાસ ક્ષણભર કંઇ સ્મરણ કરતા હોય તેમ વિચારતા અટકી પડતા. તેમને થતું કે દિવ્યમૂર્તિસરખી જ આકૃતિ તેમણે કોઇ પુરુષશરીરમાં જોઇ છે, પણ ક્યાં તે તેમને સ્મરણમાં આવતું ન હતું.

પેલા વૃદ્ધ ચાણક્યમાટેની દિવ્યમૂર્તિસદ્દશતાની ભાવના ક્યારની વિરમી ગઇ હતી. કેમકે જે વખતે તે આ નગરમાં આવ્યો ત્યારે તે થોડો કાળ ત્યાં રહ્યો, અને એ ફૂલદુપ દેશ જોઇને તેને પોતાના રાજ્યથી સંયુક્ત કરવાનો ગુપ્ત વિચાર થયો. પરંતુ એક એવો નિયમ છે કે વિશ્વમાં એકએક વસ્તુ અત્યંત ગુપ્ત છે, ત્યારે એવો પણ નિયમ છે કે વિશ્વમાં કશું જ ગુપ્ત નથી અને તેથી તેના અંતરની આ ઇચ્છા છૂપાવવાનો ઘણો યત્ન હોવા છતાં લોકોના જાણવામાં આવતાં, તે નગરના પ્રબલ સત્તાધીશોવડે તે તિરસ્કારને પાત્ર થયો અને તેથી લોકોની દિવ્યમૂર્તિને પુરુષમાં નિહાળવાની વૃત્તિ બીજા કોઇને શોધવા લાગી.

નાનો મોટો ગમે તે તેને મળવા આવે, તેના પ્રતિ તે તેના સિદ્ધસ્વભાવાનુસાર અત્યંત નમ્રતાથી, હૃદયના પ્રેમથી, ઉન્નત અભિપ્રાયથી તથા આત્મરૂપ ગણી વાતો કરે. મધુરતા એ તેની વાણીનું પ્રથમ પડ હતું, પ્રિયતા એ તેનું દ્વિતીય પડ હતું. હિતતા એ તેનું તૃતીય પડ હતું, અને સત્યપૂર્ણતા એ તેનું ચતુર્થ પડ હતું. આ પડની અંતર્ જે ગર્ભરૂપ વાણી હતી તે આત્મમયતાવાળી હતી. અને આ સર્વ અંશથી શોભતી. જ્યારે તેની વાણી બહાર પ્રકાશતી, ત્યારે સૂર્ય પણ એમ સમજતો કે તેનાં કિરણો જે સ્થાનને ભેદવા સમર્થ નથી તે સ્થાનને તેની વાણીનાં સૌમ્ય કિરણો આરપાર ભેદી જતાં હતાં.

સર્વની સાથે છૂટથી વાર્તા કરતો, અને, તેમાં જે તેના અંતર્માંથી ઉપર તરી આવતું એ જ તે બોલતો, અથવા તેના હૃદયના અત્યંત ઉંડાણમાં જે સ્ફુરતું તેનું તે વાણીવડે બહાર પ્રકાશન કરતો, અને કેટલીક વખત તો સામાના અંતર્ની વાતને જ તે તેની વાણીવડે કહી દેતો. જ્યારે તે અન્ય સાથે એકઠો બેસીને વાર્તા કરતો ત્યારે તેનું મુખ તારકમંડલમાં ચંદ્રની પેઠે શોભતું. તેની સૌમ્ય જ્યોત્સ્ના સર્વના મુખમંડલઉપર પડતી અને તેથી જ બીજાઓમાં કંઇ પણ પ્રભાનું ભાન થતું. ક્વચિત્ ક્વચિત્ જ્યારે તે કોઇ અગમ્ય સત્યના સિદ્ધાંતને કે કોઇ રહસ્યનું ઉદ્ઘાટન કરવા અર્થે

માટે જ જાણે તે શૃંગો ઉચ્ચ અને ઉચ્ચ થયાં જતાં હતાં.

દિવ્યમૂર્તિ પણ આ કવિવરને ભૂલી ન હતી. કારણ કે તેણે તેનાં યશોગાન એવાં તો અદ્દ્ભુતપણે તેના કાવ્યમાં કર્યાં હતાં કે તે મૂર્તિને પોતાને જ એ વિના ઇતર કોઇ ગુણ તેનામાં છે કે કેમ તે શોધતાં ઘણી મહેનત કરવી પડતી ! આ કાવ્યકળાથી યુક્ત જ થઇને તે જન્મ પામ્યો હતો, અને જાણે ઇતર જન્મમાં રચેલી અર્ધ કડીને આ જન્મમાં પૂરી કરી દેવાનો હોય તેમ મૂળથી જ તેની કાવ્યમાં નિપુણતા પ્રકટી આવી હતી. જો તે પર્વતનું ગાન કરતો તો શ્રોતાની દૃષ્ટિઆગળ, પૂર્વે તેમની કલ્પનામાં પણ નહિ આવેલું એવું તેનું વિશાળ રૂપ પ્રકટ થઈ જતું કે જે રૂપની ટોચને ઉપર ચઢવા માટે આકાશને સંકોચાવું પડયું હોય એમ લાગતું, અને દિશાઓને બીજે નાસી જવાનું સ્થાન ન હોવાથી જાણે તેનામાં જ કંઇ છૂપાઇ ગઇ હોય અને તેથી બહાર કોઇ સ્થળે તે દેખાતી હોય એમ લાગતું અર્થાત્ સમસર્વત્ર પર્વતને જ શ્રોતાની દૃષ્ટિ જોઇ લેતી.

આ પ્રમાણે તેની શક્તિ જાગ્રત્ થઇ ત્યારથી જ જગત્ જો તેના પ્રતિ કોઇ મોટી આશાથી ભરેલી દૃષ્ટિપૂર્વક જોઈ રહ્યું હતું. ઈશ્વરના પોતાના હાથનો જાણે તે નમુનો હોય એમ સઉ કોઇ તેને માટે કહેતું. તે જ્યારે તેના આવેશમાં આવીને ગાતો ત્યારે માર્ગે જનારા મનુષ્યો તેમનાં

જે સમયમાં દીનબંધુ જ્ઞાનપ્રવૃદ્ધ અને તત્ત્વપ્રબુદ્ધ થતો હતો તે સમયમાં તેની ખ્યાતિ દશેદિશ વિસ્તરવા લાગી હતી. જે કાળમાં તે જન્મ પામી ઉછરતો હતો, તે કાળમાં તે જ નગરમાં ઈશ્વરની અદ્ભુત લીલાએ એક બીજા બાળકને પણ સરજ્યો હતો. અને તેણે પણ આ જ નગરમાં પોતાની પ્રથમની અર્ધોન્મીલિત દષ્ટિને પ્રસારી હતી, પણ મોટી વય થતાં તેના પ્રારબ્ધના સમુદ્રના કોઇ પ્રબળ સંસ્કારની ભરતીના વેગે આ મોજાને કંઇ દૂરના પ્રદેશમાં નાંખી દીધું હતું. ખરૂં જોતાં તે મોજું પણ ન હતું, એક બિંદુમાત્ર હતું, અને તેથી ઉડીને ક્યાંહિ પડી ગયું. પરંતુ તે દેશમાં તેનામાં અપૂર્વ વિદ્ગત્તા વધી, ષટ્શાસ્ત્રસંપન્ન થઇને અનેક દૈવી વિદ્યાઓના જ્ઞાનનું પણ તેણે અધ્યયન કર્યું હતું. અને તેની સાથે સુવર્ણમાં સૌરભ મળે તેમ ઈશ્વર-પ્રેરિત એવી કાવ્યશક્તિ કોઇ વિલક્ષણ સામર્થ્યવાળી તેને પ્રાપ્ત થઇ હતી. તેનું કાવ્ય નિર્જીવમાં પણ જીવન પ્રકટાવતું તો જીવંત મનુષ્યને તો તે કેવી જ અસર કરે ! તેનો કંઠ પણ તેવો જ રમણીય અને ચમત્કારિક અસર કરનાર હતો. તે વાદ્યસાથે જ્યારે ગાતો ત્યારે જડજંગમ સઘળાં સ્તબ્ધ થઇ જતાં. બાલ્યાવસ્થાનાં તેનાં મધુર ગાન હજી તે પર્વતના શિખરોને અને ગુહાઓને જેવાંને તેવાં જ સ્મરણમાં હતાં. તેના કાવ્યના ઉચ્ચ વાતાવરણમાં પ્રવેશ કરવાને

દષ્ટિને પુસ્તકમાંથી ખસેડીને આકાશ તથા પાતાલના મધ્ય ભાગમાં વિહાર કરતી એક મૂર્તિપ્રતિ સ્થાપી.

દિવ્યમૂર્તિને સંબોધીને તે બોલ્યો, અહો ! મનરંજન મિત્ર ! શું આ કાવ્યનો લેખક તારા રૂપને પામવાને યોગ્ય નથી?

દિવ્યમૂર્તિનું વદન સ્મિત કરતું જણાયું, પરંતુ એક પણ શબ્દ પ્રતિઉત્તરરૂપે તેને સ્ફુરાવ્યો નહિ.

હવે એવું બન્યું કે તે કવિવર જો કે ઘણા દૂરના દેશમાં રહેતો હતો, પરંતુ તેણે દીનબંધુની ખ્યાતિને શ્રવણ કરી હતી. ખ્યાતિ શ્રવણ કરી હતી એટલુંજ નહિ, પણ દીનબંધુના સ્વરૂપની કલ્પના કરીને તેના દિવ્ય ચારિત્ર્ય ઉપર તેણે ઘણો કાળ ધ્યાન પણ ધર્યું હતું. અને તેનો એટલે સુધી પરિણામ આવ્યો કે તેને દીનબંધુ કે જેનું અશિક્ષિત પણ નૈસર્ગિક જ્ઞાન ગાયની પાછળ જેમ તેનું વત્સ ચાલ્યું આવે તેમ તેની પ્રત્યેક જીવનક્રિયામાં ઉતરી આવ્યું હતું અને જેથી જેનું જીવન કેવલ નિષ્કલંક અને શુભ્ર થઇ રહ્યું હતું, તેને મળવા શિવાય બીજી કોઇ પણ તીવ્ર ઉત્કંઠા તેના અંતરમાં જણાવા લાગી નહિ. આ ઉત્કંઠા અનિવાર્ય થતી ગઇ અને તેથી એક દિવસ તે દીનબંધુના આશ્રમે આવવા નીકળ્યો. તેણે તેને ત્યાં જ અતિથિરૂપે થઇ રહેવાનો સંકલ્પ કર્યો હતો.

સાંજનો સમય હતો. પક્ષીઓ આખા દિવસમાં પોતે

કર્તવ્યને ભૂલી ત્યાં તટસ્થસરખા થઈ જતા. કોઇ સ્વર્ગીય સત્તાસાથે જાણે તે કોઇ ગુપ્ત સાંકળથી જોડાયો હોય, અને એ સાંકળ તે જ જાણે તેના કાવ્યની કડીઓ હોય એમ જણાતું, અને જેમ જેમ તે કડીઓ આગળ અને આગળ ગાતો તેમ તેમ તે સાંકળવડે જાણે ઉંચે અને ઉંચે ચઢતો જતો હોય અને સ્વર્ગને પણ ભેદીને પાર નીકળી જતો હોય એમ કલ્પના થતી. નૈસર્ગિક સૃષ્ટિમાં જે સૌન્દર્ય અને ગૌરવ છે, તે આ કવિના મનનો જ ભાવ છે, તે વિના બીજામાંથી કુદરતને પણ તેવું સૌન્દર્ય મળવું દુર્લભ છે, એ પ્રકારની વાત તેની થોડી મહત્તા વધારીને મનુષ્યો કરતા.

સર્વકરતાં તે કવિનું લક્ષ્યબિંદુ અત્યંત અને યથાર્થ સત્યવાળું હતું.

આ કવિ તેમ જ વિદ્વાન્ પુરુષનાં કાવ્યોના એક ગ્રંથે દીનબંધુપ્રતિ ગમન કર્યું હતું. તેણે તે પેલા ઝાડસાથે બાંધેલા ઝુલાઉપર બેસીને બીજા કાર્યોમાં જેવો તે શ્રમ કરતો, તેવો જ સૂક્ષ્મ બુદ્ધિવડે શ્રમ લઇને તેણે તે કાવ્યો વાંચ્યાં હતાં, અને એ જ તે ઝુલો હતો કે જ્યાંથી તે વારંવાર પેલી દિવ્યમુર્તિને જોવા ફરતો. અને આ વખતે જ્યારે તેમાંથી કેટલાંક કાવ્યો કે જેણે તેના મનને આશ્ચર્યચકિત કર્યું અને તેના અંતરના આત્મામાં વિલક્ષણ પ્રકંપ ઉપજાવ્યો તે વાંચ્યાં, ત્યારે એકાએક સ્તબ્ધસરખો થઇ ગયો. તેણે તેની

એક પુસ્તક હતું, તેમાં પ્રસંગે પ્રસંગે તે જોતો અને પુનઃ તેને બંધ કરી તે કંઇ વિચારમાં પડી જતો. પુસ્તકની વચ્ચે એક આંગળી રાખીને તેમાંના કાવ્યના કંઈક વિચાર કરતો દિવ્યમૂર્તિપ્રતિ દૃષ્ટિ માંડીને શાંભવી મુદ્રાસરખી એક પ્રકારની તે સ્થિતિવિશેષમાં પ્રવેશ્યો હતો. નેત્ર ખુલ્લાં હતાં, અને તે દિવ્યમૂર્તિપ્રતિ સ્થપાયેલાં જણાતાં હતાં, છતાં તેનો અભિમાની નેત્રેન્દ્રિયમાંથી પાછો વળી કોઇ વિચારના ચિંતનના પ્રદેશમાં ચઢ્યો હતો.

આ પ્રકારની સ્થિતિમાં પ્રવેશ્યાને એક બે ક્ષણ નહિ થઇ હોય એટલામાં તેની સમાન વયનો એક પુરુષ હાથમાં નાનું પોટલું અને પ્રવાસીના વેશને ધારણ કરેલો એવો તેની નિકટ આવ્યો અને બોલ્યો, અરે ભાઇ ! આ પ્રવાસીને આજની રાત્રિ વિશ્રામ કરવાને માટે અહિં સ્થાન મળશે ?

શબ્દ શ્રવણ કરતાં સહજ અલક્ષવાળો મનુષ્ય જેમ એકાએક સાવધ થાય તેવી અવસ્થાને પ્રાપ્ત થતો દીનબંધુ તત્કાલ સાવધાન થઈ બોલ્યો, ઘણી ખુશીથી પધારો. એમ કહેતાં તેની દૃષ્ટિ દિવ્યમૂર્તિ પ્રતિ ગઇ, અને તેને જોતાં જ મનમાં બોલ્યો, આવા એક અજાણ્યા પ્રવાસીપ્રતિ આ દિવ્યમૂર્તિ આજનાસરખા આતિથ્યભાવપૂર્વક જાણે જોતી હોય એવો તો મેં આજે જ અનુભવ કર્યો.

અનુભવેલા વિવિધ પ્રસંગો બીજા પક્ષીઓને ઝાડઉપર બેસી કહી સંભળાવતાં હતાં. વાયુ પણ આખા દિવસનો શ્રમ કરી જાણે થાક્યો હોય તેમ મંદમંદ વાતો હતો. સૂર્યભગવાન્ પણ અસ્તમયતાને પ્રાપ્ત થતા પૂર્વે દિવ્યમૂર્તિને ભાવવડે ભેટી લેતા હતા. રાત્રિ પોતાનો પ્રતાપ જગત્ઉપર બેસાડવાને અને પોતાનામાં આકર્ષી લેવાને માટે આરંભમાં જરા જરા અલૌકિકતા બતાવવાને ખાતર તેણે સંધ્યાકાળના સમયને અપ્રતિમ રમણીયતાયુક્ત કર્યો હતો.

આવા સમયે દીનબંધુ પોતાની કુટીરના આગલા ભાગમાં પોતાના ઝુલાઉપર બેઠો હતો. મનોહર સંધ્યાકાળ તેની દૃષ્ટિઆગળ જગત્રૂપ રંગભૂમિઉપર નૃત્ય કરી રહી હતી, અને પોતાના વિવિધ વર્ણોરૂપ હાવભાવથી તે દીનબંધુને પ્રસન્ન કરવા યત્નશીલ થઇ રહી હતી, કેમકે તેની પ્રસન્નતામાં જ તે પોતાના અસ્તિત્વનું સાર્થક માનતી હતી. દીનબંધુ પ્રસંગે ઝુલાને સહજ વેગ આપતો, અને પ્રસંગે તેના ઉપર પડેલા તકીયાને અઢેલી બે હાથ ડોકીની પાછળ રાખી કાં તો કોઇ વૃક્ષપ્રતિ કે કાંતો કોઇ નિર્મળ જળના ઝરણપ્રતિ કે કોઇ અલૌકિક વર્ણવાળા વાદળપ્રતિ, અને તે સર્વઉપરથી હરી, ફરીને તેની પ્રિયતમ દિવ્યમૂર્તિપ્રતિ દ્રષ્ટિ નાંખ્યા કરતો હતો. આ તેનો સાયંકાલનો ક્રમ થઇ રહ્યા હતો.

પરંતુ આજે તેની પાસે એક વસ્તુ હતી. તેના હાથમાં

મુકતો તે જોઇ તેના મનમાં પણ કોઇ વિલક્ષણ અસર પ્રકટતી જણાઇ. તે કવિના શબ્દોથી ત્યાંનાં વૃક્ષોઉપર જાણે કંઇ સૌન્દર્ય તરી આવ્યું હોય એમ લાગ્યું, ત્યાંના વાતાવરણમાં કંઇ પ્રસન્નતા ઉપજતી હોય એમ જણાયું અને તેથી દીન-બંધુને તે કવિ બીજા મનુષ્યોકરતાં કંઇ વિલક્ષણતાવાળો જણાયો. એકલા બેસવાથી જે કંઇ તેમનામાં પ્રકટતું તેના કરતાં આજ આ ઉભય સાથે મળવાથી પ્રેમ તથા અલૌકિકતા વિશેપ પ્રમાણમાં ઉભયને પોતાનામાંથી ઉપજતાં જણાયાં. તેમનામાં ક્ષણે ક્ષણે અધિક આનંદ પ્રકટતો ગયો, અને થોડા સમ-યમાં પરસ્પરની ગાઢ મૈત્રી હોય તેવું ભાન થવા લાગ્યું. તેઓએ સાથે થોડું ગાન કર્યું, અને તે પ્રત્યેકે પોતે ગાયું એમ ન લાગ્યું, પણ બીજાએ ગાયું હોય એમ લાગ્યું. પોતાના સ્વરને પોતે જ બેમાંથી એકે પારખી શક્યા નહિ. તેઓ એક બીજાસાથે વાર્તા કરતાં કોઇ અપૂર્વ વિચારના એવા તો ઉંડા પ્રદેશમાં ગયા કે જ્યાં તેઓ પૂર્વે કદી ગયા ન હોય એમ તેમને લાગ્યું અને એ વિચારપ્રદેશ એવો તો રમણીય લાગ્યો કે તેઓ અખંડ ત્યાં રહેવાની ઇચ્છાવાળા થઇ ગયા.

કવિની વાર્તા જેમ આતુરતાપૂર્વક દીનબંધુ શ્રવણ કરતો હતો તેમ પેલી દિવ્યમૂર્તિ પણ જાણે તેને તેટલીજ આતુરતાથી શ્રવણ કરતી હોય એવી તેને ભ્રાંતિ પડી. આ-મ થવાથી તેણે તેને કહ્યું. ક્ષમા કરજો. ઉચ્ચ વાતાવરણમાં

પ્રવાસી અને દીનબંધુ બંને એક પાટઉપર બેઠા. અને પરસ્પર વાતો કરવા લાગ્યા. આ આવનાર પ્રવાસી પેલો સમર્થ વિદ્વાન્કવિ હતો. અત્યંત બુદ્ધિમાન્ અને અત્યંત રમુજી મનુષ્યોસાથે ઘણી વખતે તે કવિને વાર્તા કરવાને પ્રસંગ આવ્યો હતો, પરંતુ દીનબંધુ કે જેના વિચારો અને સ્ફુરણો એવાં તો નૈસર્ગિક સ્વતંત્રતાપૂર્વક બહાર પ્રકટી આવતાં હતાં, અને સાદી સરળ તથા મૃદુ ભાષામાં જે અપૂર્વ સત્યનું તે પ્રતિપાદન કરતો હતો, તે જોઇને તે આશ્ચર્યચકિત થઇ ગયો. અને અદ્યાપિ આવો વાત કરનાર કોઇ પણ પુરુષ તેને નથી મળ્યો એમ લાગ્યું. પૂર્વે કહ્યું હતું તેમ તે અદૃષ્ટ સત્તાઓ તેની સાથે કેવળ હળી ગયેલી હતી. તે કામ કરતો ત્યારે તેની સાથે કામ કરતી, તે પ્રાર્થના કરવા બેસતો ત્યારે તે પણ સાથે જ બેસતી, અને આ પ્રમાણે સર્વમાં સાથે રહેવાથી એક મિત્ર અન્ય મિત્રસાથે રહે તેવી રીતે આ ઉભય રહેતાં હોવાથી–તેમાંથી જાણે તેણે પોતાના સમગ્ર વિચારોને આકર્ષી લીધા હોય અને તેને પોતાની નિત્યની સાદી સરળ ભાષામાં તે કહ્યા જતો હોય એમ જ સર્વ કોઇને જણાતું. કવિને પણ તેમ જ લાગ્યું.

બીજી તરફથી કવિ જે લાલિત્યમય શબ્દો બોલતો, રૂપાની ઘંટડીસરખા રણુકારાવાળા સ્વરથી પોતાના મનનાં ચિત્રો–જીવંત ચિત્રોને શબ્દનું રૂપ આપીને દીનબંધુઆગળ

અતિથિઉપર ઢાળી. પરંતુ આમ કરતાં–આ રીતે–પુનઃ તે કવિની આકૃતિ જોતાં,–તેના મુખનો ભાવ કંઇક બદલાયો. તેના ચિંતનને અનુસાર તેનું ડોકું સહજ ધુણ્યું.

આ ફેરફાર જોતાં જ કવિએ પૂછ્યું, કેમ ! આપનું મુખ ગંભીર ભાવને શાથી પામ્યું ?

દીનબંધુએ ઉત્તર આપતાં કહ્યું, કવિરાજ ! ભવિષ્યકથનની સત્યતામાટે મારા જીવનની આ ક્ષણપર્યંત હું રાહ જોતો આવ્યો છું, અને જ્યારે મેં આપનાં કાવ્ય વાંચ્યાં ત્યારે મને એમ લાગ્યું કે દિવ્યમૂર્તિસંબંધીનું પ્રચલિત ભવિશ્યકથન આપનામાં પ્રત્યક્ષ થયેલું હું જોઇશ.

આપને એમ લાગ્યું હશે–કદાચ એકાએક જોવાથી લાગ્યું હશે–સહજ સ્મિત કરતાં કવિએ કહ્યું. પુનઃ બોલ્યો કે, દિવ્યમૂર્તિસદશ મારી આકૃતિ હશે–દિવ્યમૂર્તિરૂપ પુરુષ હું હોઇશ–એમ આપને લાગ્યું હશે તે આપના શુદ્ધ હૃદયને જ દર્શાવનાર છે અને તેમ છતાં તેવી જ કલ્પના બાંધીને આપ સાધુ પુરુષમાં, સુવર્ણરાજમાં, દેશહિતૈષીમાં અને વૃદ્ધ ચાણક્યમાં નિષ્ફલ થયા હતા. હા—દીનબંધુ ! મારી પણ એવી સ્થિતિ છે. આપ પેલા ચારની સાથે મારૂં પાંચમું નામ ઉમેરો અને આપની નિષ્ફળતાના સમયની ગણુનામાં એક સંખ્યાનો વધારો કરો. કેમકે–અસંતોષ અને અવનત હૃદયે મારે કહેવું જોઇએ કે દીનબંધુ ! આપની

મને આપે વિહાર કરાવ્યો તેથી સામાન્ય રીતે મર્યાદા-રૂપે પૂછવા યોગ્ય પ્રશ્ન પણ આપને હું આરંભમાં પૂછી શક્યો નથી. અદ્‌ભુત સામર્થ્યવાળા આપ—

કવિ તેના પ્રશ્નનો ભાવ સમજી ગયો અને તે વાક્ય પૂરૂં કરે તે પહેલાં જરા સ્મિતપૂર્વક બોલ્યો, આપ જેને ઓળખો છો તે જ હું છું. હું ધારૂં છું કે આપે તો મને આપના હાથમાં જ રમાડયો છે.

આ શ્રવણ કરી દીનબંધુ આશ્ચર્ય પામતો તથા એ પણ મંદ સ્મિત કરતો બોલ્યો. હું ધારૂં છું કે થોડી ક્ષણ-પૂર્વે આપણે જે વિચારપ્રદેશમાં ગયા હતા તે પ્રદેશની વાત આપ કરતા હશો, પણ હું તો—

વાક્ય પૂર્ણ કરતા પહેલાં કવિએ કહ્યું, હા, હા, હું પણ આ સ્થૂલ જગતની વાત કરૂં છું. હું થોડી ક્ષણપૂર્વે જ આપના હાથમાં રમતો હતો, અને તેથી હું જાણું છું કે આપ મને ઓળખો છો. મારા અંતરના ઉંડાણથી મને ઓળખો છો, અને જે રૂપે હું આપના હાથમાં કદાચ ઘણી વખત પણ રમ્યો હોઈશ તો તે રૂપ આ છે—કેમકે તે મા-રાવડે લખાયું છે, એમ કરી તેણે પેલું કાવ્યનું પુસ્તક બતાવ્યું.

આ શ્રવણ કરતાં આ દીનબંધુએ તે કવિની મુખા-કૃતિપ્રતિ સૂક્ષ્મ દૃષ્ટિથી નિહાળ્યા કર્યું; અને તત્કાળ પેલી દિવ્યમૂર્તિપ્રતિ દૃષ્ટિ વાળી; અને ત્યાંથી વાળીને પાછી એ

પુસ્તકે અનેકના હૃદયમાં અપૂર્વ વેગથી અને અત્યંત પ્રમાણુમાં જાગ્રત્ કર્યાં છે—પ્રકટાવ્યા છે. જ્યારે આમ છે તો પછી સત્યશોધક બંધુ! શા માટે મારામાં પેલી મૂર્તિના દિવ્યત્વને જોવાની દુરાશાને ધરો છો ?

કવિ હૃદયના સાચા ભાવથી બોલતો હતો. તેનું હૃદય ભરાઇ આવ્યું. તેની દુર્બલતા તેની દષ્ટિએ તરી આવી. તેના બાહ્ય અને આંતર જીવનનો આસ્માનજમીનસરખો ભેદ જણાઇ આવ્યો. પોતાની કલ્પનાની ઉચ્ચતા અને પોતાના વાસ્તવિક અંશની અધમતા એ બંને તેની આગળ તરવરી રહ્યાં. અને તેની આવી નિરાધારસરખી સ્થિતિ જોતાં દયાના સમુદ્રરૂપ દીનબંધુનું હૃદય પણ ગદ્ગદિત થયું. પોતાના દુઃખપ્રતિ જે વજ્રથી પણ અધિક કઠોર હૃદય કરી રાખતો હતો, તેનું હૃદય અન્યનું સહજ દુઃખ જોતાં આજ પુષ્પથી પણ અધિક કોમલ બની ગયું ! પરંતુ અખંડ સાવધ એવા તેણે તત્કાળ દુર્બલતાને ત્યજી ધૈર્યને પુનઃ જાગ્રત્ કર્યું અને પુર્વવત્ સ્થિતિનો અનુભવ કરવા લાગ્યો.

લોકોમાં દીનબંધુની ખ્યાતિ તથા સામર્થ્યની વાતો દિવસે દિવસે પુષ્કળ પ્રમાણુમાં વધતાં ચાલ્યાં હતાં. અને તેથી તેને ગામના અનેક મનુષ્યો મળવા આવતા, અને તેની પાસેથી કંઇ પણ ઉપદેશ ગ્રહણ કરતા. આવનાર લોકોનું મુખ ‘ દીનબંધુ આપણા ગુરુ છે ’ એમ અદ્યાપિ ઉચ્ચારતું ન હતું, બાકી પ્રત્યેકના હૃદયે તો ક્યારનો નિર્ણય કરી રાખ્યો

આ સદ્ભાવનાને યોગ્ય હું થયો નથી તેમ જ તે દિવ્યમૂર્તિના સ્વરૂપને યોગ્ય પણ હું નથી.

દીનબંધુએ પુસ્તકપ્રતિ દૃષ્ટિ કરતાં કહ્યું, શા માટે યોગ્ય નથી? શું આ ભવ્ય અને યથાર્થ વિચારો આ૫ના નથી?

કવિએ ઉત્તર આપ્યો, તે કલ્પનામાત્ર છે, દિવ્ય અંશનું ઉપરનું રૂપ છે. અને તે સદ્ગ્રંથોના વાચનથી અથવા બહુશ્રુત થવાથી પ્રકટી શકે છે, પણ પ્રિય બંધુ! મારૂં જીવન મારા વિચારોને અનુરૂપ નથી. મારા મનોરાજ્યમાં મોટી મોટી કલ્પનાઓ હું બાંધું છું, પણ તે હજી કલ્પના જ છે—સ્વપ્નાં જ છે. એનું કારણ પણ એક જ છે કે હું નિર્જીવ અને જીવત્વના જ વાતાવરણમાં રમ્યા કર્યો છું—મારી પોતાની ઇચ્છાથી જ ખરૂં કહું તો હું તેમાં પડ્યો રહ્યો છું. મારો માનસ પ્રદેશ ઉચ્ચ નથી. હું અન્યના ઉચ્ચ માનસ પ્રદેશમાં ક્વચિત્ જાઉં છું. અને ત્યાંથી ઉત્તમ વિચારોને લઇ આવી તેને કાવ્યમાં મુકું છું. પણ મારા માનસ પ્રદેશને મેં હજી જેવોને તેવો જ મલિન રાખ્યો છે. અન્યના ઉચ્ચ મનોરાજ્યોને-માનસ પ્રદેશોને-હું જોઉં છું પણ હજી હું મારા પોતાના પ્રદેશને તત્સ્વરૂપ કરી શક્યો નથી. હું કહેતાં લજવાઉં છું, પણ મારે યથાર્થ રીતે કહેવું જોઇએ કે હું શ્રદ્ધામાં, દૃઢતામાં, ઉત્તમતામાં તથા પ્રગતિમાં ઘણો પછાત છું, કે જે ગુણોને મારા

શ્રવણ માટે આવ્યા હતા એમ લાગ્યું. તે બધાને સુભાગ્યવંત જાણી આપણો અતિથિ પ્રસન્ન થયો. માર્ગમાં નાના ખાડા-ખૈયા ઓળંગતા સૃષ્ટિસૌન્દર્ય નિહાળતા તે સ્થળે આવી પહોંચ્યા.

તે સ્થળ એક વિશાળ ક્ષેત્રસરખું હતું. એક તરફ સુંદર વૃક્ષો આવી રહ્યાં હતાં. એક બાજુએ એક ઉંચો ટેકરાસરખો ભાગ હતો. આને ઉપદેશ આપતી વખતે ઉભા રહેવાના સ્થાનકતરીકે વાપરવામાં આવતું. તે ટેકરો પણ જાણે પૃથ્વીએ નાનું રૂપ ધર્યું હોય તેમ જણાતો હતો. તેના છેક ઉપરના ભાગમાં એક મનુષ્ય સુખપૂર્વક ઉભો રહી શકે, અને બેચાર પગલાં આઘાં પાછાં ફરી શકે એટલો ભાગ સપાટ-સરખો હતો.

દીનબંધુ આવીને આ સ્થાનઉપર ઉભો રહ્યો, અને સર્વ મનુષ્યોઉપર પ્રેમથી ભરેલી તથા સર્વને જાણે મહદ્-ભાવથી જોતી હોય એવી મૃદુ દૃષ્ટિ ચારે બાજુના મનુષ્યો-ઉપર ફેરવી. મનુષ્યોને સ્વેચ્છાનુસાર બેસવાની સૂચના મૂળથી આપવામાં આવી હતી. અને તેથી તેઓ સ્વતંત્રપણે ઇચ્છાનુસાર સ્થાને બેઠા હતા. દીનબંધુનું વદન સસ્મિત હતું, અને તેની પ્રભાથી સર્વના મુખઉપર જાણે સ્મિતભાવ આવ્યો હોય તેમ લાગતું હતું. થોડી ક્ષણમાં આસપાસનાં વૃક્ષોની શાંતિનું ત્યાંના મનુષ્યોએ પણ અનુકરણ કર્યું. માત્ર આસ-પાસ કોઇ કોઇ સ્થળે ખળખળ વહેતાં ઝરણો નાદધ્વનિના

હતો કે 'દીનબંધુ એ આપણા ગુરુ જ છે.' અને તેથી તેવા પુરુષોની જ્યારે અસંખ્ય પ્રમાણમાં વૃદ્ધિ થઇ ત્યારે તેઓએ દીનબંધુને નિત્ય અમુક સમય ઉપદેશ આપવાને માટે પ્રાર્થના કરી. અને તે ઉપરથી સાયંકાલનો સમય નિર્ણય કરવામાં આવ્યો. અને ત્યારથી નિત્ય સાયંકાલે તેની કુટીરઆગળ સર્વ મનુષ્યો એકઠા થવા લાગ્યા. પરંતુ લોકોનો સમુદાય તો નિત્ય વધતો ચાલ્યો અને તેથી તેમણે એક સહજ દૂર આવેલા વિશાળ ક્ષેત્રમાં નિત્ય મળવાનું તથા દીનબંધુનો બોધ શ્રવણ કરવાનું નક્કી કર્યું અને સર્વ ત્યાં જવા લાગ્યા.

સૂર્યાસ્તનો સમય થવા આવ્યો છે. થોડા સમય પછી જગતના જીવનરૂપ સૂર્ય અસ્ત પામવાનો છે, પણ આ નગરના મનુષ્યોને માટે સર્વાંશે તેમ નથી. એ સૂર્યકરતાં પણ અત્યંત દિવ્ય જ્ઞાનરશ્મિને પ્રસારનાર દીનબંધુનો સુબોધસવિતા એ સૂર્યની પાછળ જ તરત ઉગે છે, અને તે પોતાની એવી તો સ્થાયી અસર મનુષ્યોમાં પ્રકટાવે છે કે પછી ઘોર રાત્રિ આવવા છતાં પણ મનુષ્યોને તેની કશી અસર થતી નથી. તેઓ તો જ્યાં ત્યાં જ્ઞાનભાનુનાં પ્રખર રશ્મિઓને જ જોયા કરતા હોય છે. નિત્યના નિયમાનુસાર આજ પણ સમય થતાં દીનબંધુ આ નવીન અતિથિનો હસ્ત ગ્રહણ કરી પ્રસન્નતા-પૂર્વક વાતો કરતા પોતાની કુટીરમાંથી નીકળી પેલા ક્ષેત્ર-પ્રતિ ચાલવા લાગ્યા. થોડે જતાં હજારો મનુષ્યો ત્યાં બોધ-

શ્રવણ માટે આવ્યા હતા એમ લાગ્યું. તે બધાને શ્રુભાગ્યવંત જાણી આપણો અતિથિ પ્રસન્ન થયો. માર્ગમાં નાના ખાડાખૈયા ઓળંગતા સૃષ્ટિસૌન્દર્ય નિહાળતા તે સ્થળે આવી પહોંચ્યા.

તે સ્થળ એક વિશાળ ક્ષેત્રસરખું હતું. એક તરફ સુંદર વૃક્ષો આવી રહ્યાં હતાં. એક બાજુએ એક ઉંચો ટેકરાસરખો ભાગ હતો. આને ઉપદેશ આપતી વખતે ઉભા રહેવાના સ્થાનકતરીકે વાપરવામાં આવતું. તે ટેકરો પણ જાણે પૃથ્વીએ નાનું રૂપ ધર્યું હોય તેમ જણાતો હતો. તેના છેક ઉપરના ભાગમાં એક મનુષ્ય સુખપૂર્વક ઉભો રહી શકે, અને બેચાર પગલાં આઘાં પાછાં ફરી શકે એટલો ભાગ સપાટસરખો હતો.

દીનબંધુ આવીને આ સ્થાનઉપર ઉભો રહ્યો, અને સર્વ મનુષ્યોઉપર પ્રેમથી ભરેલી તથા સર્વને જાણે મદદભાવથી જોતી હોય એવી મૃદુ દૃષ્ટિ ચારે બાજુના મનુષ્યોઉપર ફેરવી. મનુષ્યોને સ્વેચ્છાનુસાર બેસવાની સૂચના મૂળથી આપવામાં આવી હતી. અને તેથી તેઓ સ્વતંત્રપણે ઇચ્છાનુસાર સ્થાને બેઠા હતા. દીનબંધુનું વદન સસ્મિત હતું, અને તેની પ્રભાથી સર્વના મુખઉપર જાણે સ્મિતભાવ આરોપ્યો હોય તેમ લાગતું હતું. થોડી ક્ષણમાં આસપાસનાં વૃક્ષોની શાંતિનું ત્યાંના મનુષ્યોએ પણ અનુકરણ કર્યું. માત્ર આસપાસ કોઇ કોઇ સ્થળે ખળખળ વહેતાં ઝરણો નાદ્‍કરનાર

હતો કે 'દીનબંધુ એ આપણા ગુરુ જ છે.' અને તેથી તેવા પુરુષોની જ્યારે અસંખ્ય પ્રમાણમાં વૃદ્ધિ થઇ ત્યારે તેઓએ દીનબંધુને નિત્ય અમુક સમય ઉપદેશ આપવાને માટે પ્રાર્થના કરી. અને તે ઉપરથી સાયંકાલનો સમય નિર્ણય કરવામાં આવ્યો. અને ત્યારથી નિત્ય સાયંકાલે તેની કુટીરઆગળ સર્વ મનુષ્યો એકઠા થવા લાગ્યા. પરંતુ લોકોનો સમુદાય તો નિત્ય વધતો ચાલ્યો અને તેથી તેમણે એક સહજ દૂર આવેલા વિશાળ ક્ષેત્રમાં નિત્ય મળવાનું તથા દીનબંધુનો બોધ શ્રવણ કરવાનું નક્કી કર્યું અને સર્વ ત્યાં જવા લાગ્યા.

સૂર્યાસ્તનો સમય થવા આવ્યો છે. થોડા સમય પછી જગતના જીવનરૂપ સૂર્ય અસ્ત પામવાનો છે, પણ આ નગરના મનુષ્યોને માટે સર્વાંશે તેમ નથી. એ સૂર્યકરતાં પણ અત્યંત દિવ્ય જ્ઞાનરશ્મિને પ્રસારનાર દીનબંધુનો સુબોધસવિતા એ સૂર્યની પાછળ જ તરત ઉગે છે, અને તે પોતાની એવી તો સ્થાયી અસર મનુષ્યોમાં પ્રકટાવે છે કે પછી ઘોર રાત્રિ આવવા છતાં પણ મનુષ્યોને તેની કશી અસર થતી નથી. તેઓ તો જ્યાં ત્યાં જ્ઞાનભાનુનાં પ્રખર રશ્મિઓને જ જોયા કરતા હોય છે. નિત્યના નિયમાનુસાર આજ પણ સમય થતાં દીનબંધુ આ નવીન અતિથિનો હસ્ત ગ્રહણ કરી પ્રસન્નતા-પૂર્વક વાતો કરતા પોતાની કુટીરમાંથી નીકળી પેલા ક્ષેત્ર-પ્રતિ ચાલવા લાગ્યા. થોડે જતાં હજારો મનુષ્યો ત્યાં બોધ-

સ્વરૂપની લક્ષણા કરાવતાં સહજ અવાજ કરી રહ્યાં હતાં. આ પ્રકારની તેમની પરિવેષ્ટિત સ્થિતિ હતી. જ્યારે સહજ દૂર જોતાં દીનબંધુના ઉભા રહેવાના સ્થાનની સીધી રેખામાં આ ક્ષણે તો દીનબંધુનું અનુકરણ કરતી જણાતી. તેની જ પેઠે એક ઉચ્ચ શિખરપર એકાકી દિવ્યમૂર્તિ ઉભેલી હતી.

આરંભમાં દીનબંધુએ ઈશ્વરની પ્રાર્થનાનું એક પદ અત્યંત મધુર કંઠથી તથા હૃદયપૂર્ણ ભાવપૂર્વક ગાયું. અને તેમ થતાં શ્રોતાઓની વૃત્તિઓ પણ શાંત થઇ ગઇ અને એકાએક પ્રકટેલા કોઇ ચમત્કારપ્રતિ એક દૃષ્ટિથી જેમ મનુષ્યની વૃત્તિ જોઇ રહે તેમ આ સમુદાયની વૃત્તિઓ તે કાળે સહસા ઈશ્વરાભિમુખ થઇ ત્યાં સ્થિર થઇ રહી.

પછી દીનબંધુએ ઉપદેશ આપવાનો આરંભ કર્યો. તેના હૃદયના ઉંડાણમાં અને મનના ઉન્નત પ્રદેશમાં જે કંઇ હતું તે લોકોસમીપ તૈલધારાવત્ વાણીના પ્રવાહરૂપે નીકળવા માંડ્યું. તેના શબ્દો સામર્થ્યમય હતા, કેમકે તે તેના વિચારોને અનુરૂપ હતા. અને તેના વિચારોમાં સત્યતા તથા સમુદ્રના અંતરના મધ્ય ભાગસરખી ગંભીરતા હતાં. કેમકે તે તેના નિત્યના અનુભવમય જીવનની સાથે પૂર્ણ અનુસંધાનવાળાં હતાં. વાયુનો સંબંધ કરાવી માત્ર વાણીસ્થાનવડે જ આ પુરુષનાં વચન ઉચ્ચરાતાં ન હતાં, તે જીવનમય શબ્દો હતા, કેમકે પુણ્ય કર્મોવાળું અને વિશુદ્ધ પ્રેમમય જીવન તે શબ્દોમાં ઓતપ્રોત થઇ રહ્યું હતું. તેની દૈવી

આ પ્રકારે શ્રોતાઓની તમામ શક્તિઓને જોઇએ તેવાં વચનો તે અડગપણે ઉચ્ચાર્યા કરતો હતો. તેનાં ભક્તિનાં વચનો શ્રોતાઓની શ્રદ્ધાની શક્તિ ગ્રહણ કરતી અને અત્યંત અગત્યનાં તથા માહાત્મ્યવાળાં એવાં જે તેનાં અનુભવનાં વચનોરૂપ અમૃત તેને તો શ્રોતાઓનો સાક્ષાત્ આત્મા જ પાન કરી જતો.

પેલો મહા સમર્થ પંડિત તથા કવિ જેમ જેમ શ્રવણ કરતો ગયો તેમ તેમ તેના અંતર્‌ના ઉંડાણમાંથી લાગતું ગયું કે દીનબંધુરૂપ વ્યક્તિ અને તેનું સમગ્ર ચારિત્ર્ય, આજ પર્યંત તેણે જેટલાં કાવ્યો લખ્યાં હતાં તે સર્વ કરતાં એક અત્યંત ચમત્કારિક કાવ્યરૂપ હતું. હર્ષથી તેનું હૃદય પ્રફુલ્લ પ્રફુલ્લ થવા લાગ્યું, નેત્રમાં હર્ષાશ્રુ વહેવા લાગ્યાં, અને ભક્તિ તથા પ્રેમથી ઉભળતા ભાવથી તે દીનબંધુને પૂજ્યત્વયુક્ત દૃષ્ટિથી નિહાળી રહ્યો, અને પોતાના અંતઃકરણને કહેવા લાગ્યો કે આ પૃથ્વીતલમાં આવો મહર્ષિ, કે બ્રહ્મર્ષિ કે ઇશ્વરનો પરમભક્ત ઇતર કોઇ પણ થયો નથી, છે નહિ અને થનાર નથી. મન! તું જો. તેનું સ્વરૂપ કેવું રમણીય છે! તે કેવો મધુર છે! કેવો આહ્‌લાદક છે! કેવો પ્રશાંત છે! કેવો દિવ્ય છે! હૃદય! દર્શન કર. ફરી ફરીને તને આ દર્શન નહિ મળે. તેનું હૃદય કેવું માર્દવયુક્ત છે! અનુભવપૂર્વક ઉપદેશવચનથી તે ખરેખર વિંધાયું છે. મારા હૃદય! તું તેવું થા. અરે હૃદય! તું તેવું થા. વળી જો! જો! તેની મુખમુદ્રા કેવી વિચારશીલ, પ્રૌઢ

અને નિગૂઢભાવને દર્શાવી રહી છે ! વળી જો ! તપઃપ્રભાવથી આ ઋષિનું મુખમંડલ કેવું વિભ્રાજમાન છે ! અહોહો ! દીનબંધુ ! ધન્ય છે, તને અનંતાવધિ ધન્ય છે !

દીનબંધુથી સમરેપામાં, આવી રહેલી પરંતુ સહજ દૂર, અને તેમ છતાં સ્પષ્ટ સમજાતી, અસ્ત પામતા સૂર્યનાં સુવર્ણમિય કિરણોથી વેષ્ટિત, એવી ગગનગાજી દિવ્યમૂર્તિ શોભી રહી હતી. તેનો આ સમયનો બૃહદ્ ભાવ જાણે તે આખા વિશ્વને આલિંગવાને તત્પર હોય એમ દર્શાવતો હતો.

અને આ જ ક્ષણે દીનબંધુએ પોતાના બોધમાં ઈશ્વરપ્રતિ ઉપકારનિવેદનનો આરંભ કર્યો. તેનું હૃદય હર્ષથી ગળગળું થઇ ગયું. નેત્રમાંથી ઈશ્વરપ્રતિના પ્રેમાશ્રુ ખરવા લાગ્યાં, અને તેનાં આંતર ચક્ષુ તેના પોતાનામાં જ તેના ધ્યેયની પ્રત્યક્ષ પ્રતીતિ કરાવી રહ્યાં. વિવિધ ઉપકારનિવેદન કરી અંતમાં તે હર્ષના આવેશને લીધે એટલું જ બોલ્યો કે પ્રભો ! મારા પ્રિયતમ ! આપના અનંત ઉપકારોનું ગાન હું કેવી રીતે કરું ! મારું હૃદય આપના ઉપકારના અવધિને જોતું—

પરંતુ હજી તો તેનું વાકય પૂર્ણ થયું નથી એટલામાંતો જેના હૃદયમાં આનંદનો ઉભરો શમાઇ શકતો નથી, જેનાં અણુઅણુ પ્રફુલ્લતાથી પૂર્ણ થઇ રહ્યાં છે, તેવા પેલા કવિનું ધૈર્ય હવે ન રહ્યું અને આ ક્ષણની દીનબંધુના મુખની અપૂર્વ ભવ્યતા જોઇ આવેશમાં જે સઘળું ભાન ભૂલી ગયો

છે, તે અરોધ્ય આવેગના ઉછાળાને લીધે ઉભો થઇ ગયો અને અન્ય વચનોના અભાવે પોતાના અમાપ ભાવને માત્ર પ્રકટ કરતો બોલ્યો.

**જુઓ ! જુઓ ! દીનબંધુ પોતે જ જીવંત દિવ્યમૂર્તિસ્વરૂપે આજે આપણી દૃષ્ટિઆગળ ઉભો છે. નિહાળો ! નિહાળો !**

આટલું બોલતાં બોલતાં તેને શ્વાસ ભરાઇ આવ્યો. તે જ ક્ષણે સઘળા લોકોએ દીનબંધુપ્રતિ જોયું. અને તેઓ આનંદમાં આવી જયઘોષની ગગનભેદી ગર્જનાઉપર ગર્જના કરવા લાગ્યા. અને એક સ્વરે કહેવા લાગ્યા કે આ દીનબંધુ નથી, પણ એ જ દિવ્યમૂર્તિ છે—ખરેખર એ જ દિવ્યમૂર્તિ છે. દીનબંધુ લુપ્ત થયો છે, દિવ્યમૂર્તિ જીવંત પુરુષ થઇ છે.

પરંતુ નિરભિમાનસ્વરૂપ દીનબંધુની મોહનમૂર્તિ, પેલા કવિવરના હસ્તને પોતાના હસ્તમાં ગ્રહણ કરતી સર્વના મધ્યમાંથી શાંતપણે પોતાની કુટીરપ્રતિ પગલાં ભરતી ચાલી ગઇ.

હું આ પુસ્તક બુદ્ધિમાન્ વાચકોના હાથમાં મૂકુ છું, અને તેથી દિવ્યમૂર્તિ કોણ, દીનબંધુ કોણ, અને દીનબંધુએ કેવા પ્રકારે પોતાના ધ્યેયનો સાક્ષાત્કાર કર્યો એ ક્રમને પુનઃ સ્પષ્ટ જણાવવાની કશી જ અગત્ય જોતો નથી.

## વિજ્ઞપ્તિ.

જે જે શ્રેયસ્સાધક બંધુઓ તથા ઇતર સજ્જનો આ સદ્ગ્રંથને પ્રસારવા શ્રમ લે, તેઓ જે જે પુરુષોને આ ગ્રંથ આપે તેમનાં સંપૂર્ણ નામ તથા સરનામું 'વ્યવસ્થાપક મહાકાલ, વડોદરા' એ નામઉપર લખી જણાવવા કૃપા કરશે તો અધિક ઉપકાર થશે, જેથી ભવિષ્યમાં શ્રી વિશ્વવંદ્યસ્મારક-પ્રવૃત્તિનિમિત્ત જે કાંઈ યોજનાઆદિ થાય તે એ સર્વ સજ્જનોને વિદિત કરી શકાય.

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગદ્વારા પ્રસિદ્ધ
થયેલા ગ્રંથો.

---

# मंगलप्रेरित संदेशा

अथवा

# दूरदर्शक तरुनुं अद्भुत प्रकाशन.

રચનાર—**શ્રીમાન્ વિશ્વવંદ્ય.** ( છોટાલાલ જીવનલાલ. )

તમારા ગામની:જાણીતી વાતો સાંભળવા કરતાં પરદેશની નવીન વાતો સાંભળવી તમને જ્યારે વધારે ગમે છે, ત્યારે આ પૃથ્વીલોકકરતાં બીજા કોઇ નવીન લોકની વાતો સાંભળવી તમને ગમે એ સ્વાભાવિક જ છે. પણ તમારી તે ઇચ્છા ત્યારે જ પૂર્ણ થાય છે કે જ્યારે ઉપરની રસપૂર્ણ વાતને તમે વાંચો છો. કેમકે તે પુસ્તકમાં **મંગલલો**કના નગરની, પ્રજાની, વિદ્યાની, મનુષ્યોની, સાપ્તાહિક પત્રોની, અને એવી અનેક મોટી તથા ઝીણી બાબતોની રસભરી હકીકત જણાવી છે. અને તે પણ કેવળ કલ્પિત નહિ, પણ વિજ્ઞાન ( Science ) ની શોધોનો અનુભવ જેમાં પ્રમાણભૂત છે, એવી શાસ્ત્રીય વાતો આ પુસ્તકમાં છે. આ પુસ્તક એવી તો અપૂર્વ રીતે લખાયું છે કે તેને વાંચતાં વાચક **મંગલલોક**નો પોતાના ઘરમાં બેઠે અનુભવ કરી શકે એમ છે, તો એથી વિશેષ શું ?

મૂલ્ય. ૧–૦–૦ પોસ્ટેજ ૦–૧–૦

---

## अध्यात्मबलपोषकग्रंथमाला.

### प्रथम अक्ष.

### રચનાર—શ્રીમાન્ વિશ્વવંદ્ય.

ઉંચામાં ઉંચું બલ જે અધ્યાત્મબલ તે મનુષ્યો કેવી રીતે સુગમ પણે મેળવી શકે એ આ પુસ્તકમાં વર્ણવવામાં આવ્યું છે. તેમાં જે ક્રિયા દર્શાવવામાં આવી છે, તેને આજ ૩૦૦૦ં મનુષ્યો નિત્ય આનંદપૂર્વક કરે છે. અને તેટલા ઉપરથી જ તે કેટલી લાભકારક છે એ જણાય તેમ છે.

વિચારવડે શરીર તથા મન બંનેને માંદું કરનાર મનુષ્યોને આ એક જ ગ્રંથ છે કે જે તેમનાં દુઃખ તથા દુર્બળતાને દૂર કરે છે. જેને જ્યાં ત્યાં દુઃખ અને કલેશ જણાતા હોય તેની દષ્ટિને આ ગ્રંથ એક અદ્ભુત અંજનજેવો છે કે જે તેની દષ્ટિના દોષને દૂર કરી જ્યાં ત્યાં સુખ અને આનંદને જણાવી આપે છે. મનુષ્યને પોતાના બળમાં જે ન્યૂનતા જણાય છે, તેને તે દૂર કરે છે, અને તેનામાં સામર્થ્યની નિત્ય વધારે અને વધારે વૃદ્ધિ કેવી રીતે થાય તેને તે જણાવી આપે છે. તેને વાંચવાનું શરુ કરતાં તમે તમારાં કષ્ટને ભૂલી જાઓ છો. શબ્દોમાં વિદ્યુતજેવું સામર્થ્ય રહેલું છે એની ખાતરી કરવી હોય તો એક જ વાર આ ગ્રંથ વાંચો અને તમને તેની ખાતરી થશે.

આ ગ્રંથમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીની સુંદર છબી મૂકવામાં આવી છે.

મૂલ્ય. ૧—૦—૦. પોસ્ટેજ. ૦—૧—૦.

# શ્રી ઉપેન્દ્રગિરામૃત.

## પ્રથમ પરિવાહ.

રચનાર—શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન.

આ ગ્રંથમાંના સુંદર પદોઉપર પ્રજા મોહિત થઇ ગઈ છે. કેમકે જે મનુષ્ય તે પદોને ગાય છે તે સર્વને અત્યંત રસિક લાગે છે, અને તેઓ કોઇ ઉચ્ચ પ્રદેશમાં આવી પહોંચ્યા હોય એવો તેમને અનુભવ થાય છે. વાંચનારને જ આવો અનુભવ થાય છે એમ નથી, પણ જે જે તેને શ્રવણ કરે છે તેને પણ તેવો જ અનુભવ થાય છે. આ ગ્રંથની કલમમાં કોઇ એવી મોહિની છે કે જે તેને વાંચે છે તે સર્વ તેની એક અવાજે સ્તુતિ કરે છે. તેમાં જ્ઞાનનાં, વૈરાગ્યનાં, બોધનાં, ભક્તિનાં, ઇશ્વરપ્રાર્થનાનાં અને તે વિના અનેક વિષયોનાં અત્યંત લાલિત્યવાળાં પદોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

મૂલ્ય. ૧-૮-૦; પોસ્ટેજ ૦-૨-૦

---

# શ્રી સુધાસ્રોતસ્વિની.

## દ્વિતીય કલ્લોલ.

રચનાર—શ્રીમાન્ વિશ્વવંદ્ય.

ઉક્ત લેખકની કલમથી કોણ અજાણ્યું છે? જેવું તેમનું ગદ્ય મનોહર છે, તેના કરતાં પદ્યોની મનોહરતામાં કંઇ જૂદી જ ખૂબી છે. આ પુસ્તકનું એકે એક પદ્ય એવું તો અસરકારક છે કે જે ગાયા પછી કેટલાએ દિવસ સુધી તેની ખુમારીથી મનુષ્ય પ્રસન્ન અને ઉચ્ચ કક્ષામાં સ્થિત રહે છે. હૃદયને અસર કરનાર પદો કર્યાં છે, એ તો જ્યારે તમે આ વાંચશો ત્યારે જ ખાતરી થશે. આ પુસ્તકની સ્તુતિ માટે કોઈ વધારે શબ્દોની જરૂર નથી. કેમકે ગમે તેટલા શબ્દો મૂકવા છતાં તેની અલૌકિકતા કહી જાય તેમ નથી. આજે જ તે વાંચો અને સુખના તથા આનંદ અને ઉન્નતિના ગગનમાં આજે જ ઉડો.

મૂલ્ય. ૧–૮–૦ પોસ્ટેજ ૦–૨–૦

---

# श्री महाकाल.

( મોટાં ૪૦ પૃષ્ઠનું માસિક. )

આ માસિકમાં શું શું છે ?

તેનામાં અંદર તથા બહાર સુંદરતા છે.

તેને એક વખત હાથમાં લીધા પછી વાંચ્યાવિના પાછું મૂકી દેવું ગમે તેમ નથી.

તેનામાં એવી રીતે જ્ઞાન પ્રકટાવવામાં આવે છે કે જે વાંચનારને ઉત્તમ અસર કર્યા વિના રહે જ નહિ.

તેનામાં નવીન નવીન રીતિથી અનેક સુખની કળાઓ દર્શાવવામાં આવે છે.

તેનામાં શરીરને સુધારવાની આશ્ચર્યકારક કળા છે.

તેનામાં મનને સર્વોત્કૃષ્ટ કરવાનું અલૌકિક બળ છે.

તેનામાં ધારેલું ફળ કેમ પ્રકટાવવું તેનો મંત્ર છે.

તેનામાં અધ્યાત્મબળને પામવાની દિવ્ય શક્તિ છે.

તેનામાં ગમે તેવા દુર્બળ મનુષ્યને ઉત્સાહ અને જાગ્રતિ આપવનું બળ છે.

તેનામાં મનુષ્યની અનેક ગુપ્ત શક્તિઓને પ્રકટાવવાનું સામર્થ્ય છે.

તેનામાં વિવિધ રસિક અને બોધક વાર્તાઓ પ્રકટ થાય છે.

તેનામાં મનુષ્યમાં નિશ્ચયબળ પ્રકટાવવાનું અત્યંત સામર્થ્ય છે.

તેનામાં અંતઃકરણને નિર્મળ અને ઉજ્જવલ કરવાનું સાધન છે.

કેટલી કેટલી વાતો ગણાવવી ? એક જ વખત વાંચો, અને પછી તમે ઉપરની હકીકતોમાં બીજા સો વધારા કરશો.

વાર્ષિક મૂલ્ય. ૨—૦—૦ પોસ્ટેજ સાથે.

---

ઉપરનાં તમામ પુસ્તકો તેમ જ શ્રેયસ્સાધકવર્ગનાં બીજાં સઘળાં પુસ્તકો નીચેના સરનામે લખીને વી.પી.થી મંગાવો.

**વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.**